॥ ગુરુકૃપા હી કેવલમ્ ॥

# અલખના આરાધકો

## પ.પૂ.બાલગીરી બાપુ
## પ.પૂ.હીરાપુરી બાપુ



પ.પૂ.બાલગીરી બાપુ
ડુમાણા તા.ધ્રાંગધ્રા



પ.પૂ.હીરાપુરી બાપુ
મોટીચંદુર તા.શંખેશ્વર

મોટીચંદુર તા.શંખેશ્વર, જી.પાટણ

# રોટલાનો રણકાર...



પ.પૂ.જયાગૌરી માતાજી
ડુમાણા તા.ધાંગધ્રા



પ.પૂ.સમરથ માતાજી
મોટીચંદુર તા.શંખેશ્વર

# ત્રણ ભાઇ...



શ્રી ભરતપુરી બાપુ, શ્રી દશરથપુરી બાપુ અને શ્રી નટુપુરી બાપુ.

અમે ત્રણ ભાઈઓ અમારી જાતને ખૂબજ ભાગ્યશાળી માનીએ છીએ, કારણ કે આવા પવિત્ર મહાપુરુષના અમે સંતાન છીએ. પૂ. ગુરુ મહારાજ પાસે અમારી માત્ર એકજ માગણી છે કે આપના રસ્તે ચાલવાની આપ અમને પ્રેરણા કરતા રહો તેવી અમારી હૃદયની પ્રાર્થના.

# પૂજ્ય હીરાપુરી બાપુનો મહામંત્ર










## સર્વ આત્માની
## તૃપ્તી એજ ભક્તિ

# ॥ ગુરૂકૃપા હી કેવલમ્ ॥

પ્રકાશન :-
જનસેવા આશ્રમ
મોટીચંદુર તા.શંખેશ્વર, જી.પાટણ

સંપાદક :-
ગોસ્વામી ભરતપુરીજી ગુરૂ હીરાપુરીજી
જનસેવા આશ્રમ મોટીચંદુર તા.શંખેશ્વર, જી.પાટણ
મો.૯૮૭૯૦ ૪૪૫૮૪

ત્રીજી આવૃતિ
વિ.સં.૨૦૭૫ ના આસો સુદ-૧૦ને મંગળવાર(દશેરા)
તા.૮/૧૦/૨૦૧૯(ઢોલીચા પૂજન)

પ્રત :-
૩૦૦૦ કોપી

મુલ્ય :-
અમુલ્ય

મુદ્રક :-
નકળંગ ઓફસેટ-થરાદ
(જગતગીરી ગોસ્વામી)
મો.૯૪૨૭૦ ૬૪૦૨૭ / ૯૦૧૬૦ ૯૫૫૫૫

## ॥ જય ગુરૂદેવ ॥

# ‘આપના ઋણી’

હે પરમ પૂજ્ય હિરાપુરીજી બાપુ તથા સમરથ માતાજીના ચરણોમાં

આશ્રમ પરિવારના કોટી કોટી પ્રણામ.

આપની કૃપાથી સારા વિચારો આવવા એજ આપના આશીર્વાદ છે. તોજ આજે આ કલિકાળમાં ભવસાગર પાર ઉતરવા માટે જીજ્ઞાસાવાળા ભાવનાવાળા સજ્જનો ને પ્રેરાણા મળે  જીવન જીવવાની દીશા મળે અને મનુષ્ય અવતાર સાર્થક થાય તેવી ભાવનાથી આપણે મહાનસિધ્ધ દાદાગુરૂ પ.પૂ.સંતશ્રી બાલયોગીજી બાપુ ની વાણી તથા અલખનો અવતાર દશનામી પીર પ.પૂ.સંતશ્રી હીરાપુરીજી બાપુની વાણી આ બેય મહાપુરૂષોની  વાણી આપની સમક્ષ મુકતાં ખૂબજ આનંદ અનુભવીએ છીએ આનંદ એટલા માટે કે કોઈ જીજ્ઞાસાવાળા માનવીના પથ દર્શકનું નિમિત બનીએ છીએ.

આ બંન્ને મહાપુરૂષોએ જે વાણી બનાવી છે. તે વાણી એમને જીવનમાં અનુભવ કરી પછી વાણી સ્વરૂપે બહાર પાડેલ છે બીજુ આ વાણીની વિશેષતાએ છેકે દરેક સજ્જનો આ વાણી સરળતાથી સમજી શકે તેવી સરળ ભાષામાં બનાવેલ છે. વર્તમાન સમયમાં લોકો ભાત ભાતના પંથે વેહેચાયેલા છે મનુષ્ય અવતાર સફળ બનાવવા ખરેખર શું કરવુ આવી સમસ્યાઓ મનમાં થયા કરતી હોય છે. એવા સજ્જનોને આ વાણી રૂપી શબ્દો દ્વારા પ્રેરણા મળે છે સાચુ જીવન જીવવાની દિશા મળે છે એવી ભાવનાથી આ વાણી બહાર પાડવામાં આવે છે.

અમારી નસીબી છેકે આવા અવતારી મહાપુરૂષોની વાણીનું સંકલન કરીને પુસ્તિકા સ્વરૂપે જિજ્ઞાસાવાળા દરેકને આ પ્રસાદી મળે એજે ભાવના અને આશા સાથે પૂ.બાપુજીની ચરણ રજ શ્રી ગોસાઈ ભરતપુરી તથા શ્રી ગોસાઈ દશરથપુરી તથા શ્રી ગોસાઈ નટવરપુરી ના કોટી કોટી પ્રણામ સહ જય ગુરૂદેવ

# અર્પણ

અમારામાં નીતિ સેવા,ભક્તિ,જ્ઞાન,વૈરાગ્યના સંસ્કારોનુ સિંચન કરનાર અને અમારા સમગ્ર જીવનના પથ દર્શક એવા મહાન ત્યાગી સંતશ્રી પ.પૂ.હીરાપુરીજી બાપુ તથા કરૂણાનો સાગર એવા પૂ.સમરથ માતાજી એમના ચરણોમાં હૃદયના ભાવ સાથે સાદર સમર્પિત

## 'વાહ ગુરૂકી ફતેહ'

હું સાંભળું છું તે ખોટું હું જોવુ છું તે પણ ખોટું પરંતું મારૂ નક્કીપણું તે સાચુ આવી નક્કીપણાની તાકાતને છેલ્લા શ્વાસ સુધી દ્રઢતા પૂર્વક પોતાના જીવનમાં વણનાર પ.પૂ.સંતશ્રી હીરાપુરી બાપુને અમારા કોટી કોટી પ્રણામ...

## 'વંદન'

વાહ! સમરથ મા વાહ! શું તમારૂ સર્મપણ સર્મપણનું ઘરેણુ શોભાવનાર પ.પૂ. સમરથ માતાજીને અમારા કોટી કોટી પ્રણામ...

સદાયને માટે ઋણી એવા
આપના જનસેવા આશ્રમ
પરિવારના જય ગુરૂદેવ

# અનુક્રમણિકા

# બાલગીરીજી મહારાજનું જીવન વૃત્તાંત / ભજન

# સંતશ્રી હિરાપુરીજી બાપુનું જીવન / ભજન

| ક્રમ | વિગત | પેજનંબર |
|---|---|---|
| ૧૩૩ | ભ્રમણાઓ ભાગી હો, ગુરુજીના જ્ઞાને | ૭૧ |
| ૧૩૪ | દશનામ માંહી દીપક પ્રગટ્યો, સર્વ દિશાએ પ્રકાશતો | ૭૧ |
| ૧૩૫ | ચંદુર ગામમાં ને નિલકંઠ ધામમાં | ૭૨ |
| ૧૩૬ | ગુરુ મળ્યા મહાજ્ઞાની રે, ટાળો ત્રિવિધિના તાપજો | ૭૩ |
| ૧૩૭ | યાદ તો આવે મુને યાદ તો આવે | ૭૩ |
| ૧૩૮ | શરણે આવ્યો તમારી ગુરજી મારા | ૭૪ |
| ૧૩૯ | મેં તો નજરેથી દીઠ્યાં શિવરાય રે મન મોહ્યું રે | ૭૪ |
| ૧૪૦ | કોની તો કરું રે પૂજા કોની તો કરું રે | ૭૫ |
| ૧૪૧ | મલ્યા ગુરુ બાલગીરી સ્વામી રે | ૭૫ |
| ૧૪૨ | ભગવા બાનાનો પરતાપ ભારી રે | ૭૬ |
| ૧૪૩ | વારે વારે કહું એક વાત રે | ૭૬ |
| ૧૪૪ | જેને મૂખમાં શિવ શિવ નામ રે | ૭૭ |
| ૧૪૫ | આવો સંતો સહેજે સમજાવું રે | ૭૭ |
| ૧૪૬ | તમે ભાવે ભજો શિવરાય રે ભવદુઃખ ત્યાગે રે | ૭૮ |
| ૧૪૭ | ડંકો દીધો છે અન્નક્ષેત્રમાં | ૭૮ |
| ૧૪૮ | કર્મબંધન છોડાવે ગુરુજી મારા, કર્મબંધન છોડાવે રે | ૭૯ |
| ૧૪૯ | ગુરુવચને બની ઘેલી રે, સાહેલી મારી | ૭૯ |
| ૧૫૦ | ગુરુજીએ મનડું હરીયું રે સાહેલી મારી | ૮૦ |
| ૧૫૧ | વડા ધર્મનો મહિમા મોટો રે સાહેલી મારી | ૮૦ |
| ૧૫૨ | અમર વરને વરી ચુકી રે જ્ઞાની રે ભક્તો | ૮૧ |
| ૧૫૩ | સુરતા શબ્દ પ્રેમ જગાડી, છટકીને ક્યાં જાશો રે | ૮૧ |
| ૧૫૪ | સદ્ગુરુ મલ્યા જેને પૂરા રે, સામૈયા કરે દેવતા હે...જી | ૮૨ |
| ૧૫૫ | ચાર વર્ણના ચાર ધર્મો રે | ૮૨ |
| ૧૫૬ | સર્વમાં વસી રહ્યા છે શિવરાય રે ભવદુઃખ ભાગે રે | ૮૩ |
| ૧૫૭ | તમે પ્રેમે ભજો શિવરાય રે, ભવદુઃખ ભાંગે રે | ૮૩ |
| ૧૫૮ | તમે કંઠી બાંધો પ્રેમે, આવો ભક્તિના મેદાને | ૮૪ |
| ૧૫૯ | રે કે રુડુ દીશે ડુમાણા ગામ બાલગુરુ નામના રે | ૮૪ |
| ૧૬૦ | સંવત ૨૦૨૬ ની સાલમાં રે લોલ | ૮૭ |
| ૧૬૧ | ઘણાં કર્યા અપરાધ ગુરુજી મારા, ઘણાં કર્યા અપરાધ રે | ૯૦ |
| ૧૬૨ | ધજાને ઢોલીયા વાળા, લજ્યા મોરી રાખજો બાપા | ૯૧ |
| ૧૬૩ | હા રે એવા ધૂપના ધૂમાડે ગુરુ મારા આવજો | ૯૧ |
| ૧૬૪ | જીવડા ચેતીલેને અભાગીયા, શીદને કરે છે કલ્પાંત | ૯૨ |
| ૧૬૫ | પૂજન વિધિ માનજો ગુરુદેવ, પૂજન વિધિ માનજો ગુરુદેવ | ૯૨ |
| ૧૬૬ | જય ગુરુદેવા, ઓમ ગુરુદેવા, અધમ ઉધ્ધારણ સદ્ ગુરુદેવા | ૯૩ |
| ૧૬૭ | ડુમાણા ગામમાં પીર પ્રગટીયાં રે લોલ | ૯૩ |

# શ્રી ડુમાણા નિવાસી બાલગીરીજી મહારાજનું જીવન વૃત્તાંત

વંદન કરૂં ગુરૂદેવને અખંડાનંદ છો આપ
દીનદયાળુ દેવ છો જપું તમારા જાપ.

આ જગતમાં સત્ય ધર્મના રક્ષણ અર્થે તેમજ દીન-દુઃખી અજ્ઞાની જીવોનો ઉધ્ધાર કરવા અકારણ દયા કરવાવાળા દીનદયાળું પરિબ્રહ્મ નારાયણ લીલા માત્રથી પોતાના અંશભૂત વિભુતિઓને પ્રગટ કરીને આ માતા પૃથ્વી મૈયાને ખોળે સંતો, - ભક્તો તેમજ જતિ સતીને અનાદિકાળથી રમતા મૂકે છે. તે બ્રહ્મશક્તિને હું દીનતાપૂર્વક પ્રણામ કરૂ છું. હાલમાં આપણા સૌરાષ્ટ્રની ઉજ્વળ ભૂમિમાં રાજ સીતાપુર પાસે નાના એવા ગામ ડુમાણા ગામમાં, આ મહાન પુરૂષનો જન્મ વિક્રમ સંવત ૧૯૮૭માં તા. ૨૨-૭-૧૯૩૦ના રોજ થયેલ. ધન્ય છે તે ભૂમિને કે પોતાના ખોળે આવા સંતને ધારણ કરીને ગૌરવ લે છે. આ મહાન પુરૂષના જન્મદાતા માતાનું નામ ઉજમબાઈ તેમજ પિતાનું નામ શિવગીરીજી. આ માતાપિતા દશનામી હતાં. અને ગૃહસ્થાશ્રમી હોઈ પોતાની આજીવિકા ધર્મનિતિને અનુલક્ષીને ચલાવતાં હતાં. આ મહાન પુરૂષનું નામ ઉત્તમ એવું બાલગીરી રાખવામાં આવ્યું હતું. અને તેમને વિધાભ્યાસ કરવા માટે શાળામાં દાખલ કર્યા. અને ગુજરાતી ધોરણ ચારનો અભ્યાસ કર્યો. ત્યારબાદ પંદર વર્ષની ઉંમરે તેમના માતાપિતા બંને આ ભયંકર સંસારનો બોજો મૂકીને સ્વર્ગમાં સિધાવી ગયાં. ત્યાર બાદ તેમની અઢાર વર્ષની ઉંમરે તેમનાં લગ્ન લખતર ગામે થયાં. તેમના ધર્મપત્નીનું શુભ એવું જયાગૌરી નામ આ એક ઋણાનુબંધન હોય તો જ જતી અને સતીનો સંગમ થાય છે. ત્યાર પછી તેમના જીવનમાં ભરતી અને ઓટ આવવા લાગ્યાં. ત્યાર પછી એમને બે દીકરીઓ અને એક દીકરો આ ત્રણ ગૃહસંસારનાં અમૂલ્ય રત્ન થયાં. ત્યારબાદ ગૃહસંસારમાં ક્યાં ક્યાં અથડામણ થઈ તે દુષ્કાળના કપરા સંજોગોમાં આપણી સરકારે ગરીબોના નિભાવ માટે મફત રેશનિંગ ક્યાર્ડ કાઢયાં હતાં. અને ગામે ગામ આ ક્યાર્ડ ગરીબો અને નિરાધારને આપતા હતા. અને તેના દાણા લાવી સો કાંઈ ગરીબ નિરાધાર ગુજરાન ચલાવતા હતા. આ સંજોગોમાં આ મહાન પુરૂષનું નામ ગરીબની પંક્તિમાં પહેલા નંબરનું હતું. આ મહાન પુરૂષને પણ ગરીબીદેવીએ બાકાત રાખ્યા ન હતા. તેમના સામે પણ ગરીબનું તાંડવ શરૂ થયેલ હતું. તે દરમ્યાન ગ્રામજનો તેમજ સગાસંબંધીઓ આ દુઃખ જોઈ શકતાં ન હતાં. એવામાં આ મફત રેશનક્યાર્ડ ગામમાં વહેંચવામાં આવ્યા ત્યારે શ્રી બાલગિરીજી મહારાજને પણ બોલાવ્યા.અને ક્યાર્ડ લેવા વિનંતી કરી. ત્યારે તેઓ શ્રીમાં પ્રારબ્ધ બળવાના હોઈ તેમણે જવાબ આપ્યો કે, અમારે ક્યાર્ડ લેવું નથી. કારણ કે કોઈપણ સંજોગોમાં કોઈનું પણ મફત ખાવું એ ઠીક ન ગણાય. માટે અમારે ક્યાર્ડ લેવું નથી. અને અમો જાત મહેનત કરીને અમારો નિર્વાહ ચલાવશું. પણ નિર્વાહ ચલાવવા માટે કોઈપણ અનુકૂળ સાધન હતું નહી. છેવટે એમણે એમનાં ધર્મપત્નીને આ વાતથી વાકેફગાર કર્યા. ત્યારે તેમના ધર્મપત્નીએ કહ્યું કે આપણે કોઈનું પણ મફત ખાવું તેના કરતાં જાતમહેનત કરી ખાવું એ વધારે ઉત્તમ છે. માટે આપણે બન્ને આ તળાવમાં

ચોકડીયું ગાળીને (તળાવમાંથી માટી ખોદીને પાળપર નાખવી તે) આપણો નિર્વાહ બનાવીએ તેજ બરાબર છે. આ મહાન પુરૂષ તથા તેમનાં ધર્મપત્નીએ કોદાળી અને પાવડો લઈને ચોકડીયું ગાળવાનું કામ શરૂ કર્યું તે વખતની સ્થિતિનું વર્ણન હું કેવી રીતે કરી શકું ? કારણકે તે વર્ણન કરતાં હૈયું ભરાય જાય છે, અને કલમ સરી પડે છે. તેથી તેનું વર્ણન અધુરૂં રહ્યું. પણ આટલું તો હું કહીશ કે

ધીરજ ધર્મ મિત્ર અરૂ નારી

આપત કાળ પરખીએ ચારી

આ વખતે પણ આ દેવીની પરીક્ષા થઈ ચૂકી. પતિના સુખે સુખી અને પતિના દુઃખે દુઃખી. પોતાના પતિની સાથે કેડ બાંધીને ચોકડીયું ગાળવા ઊતરી પડ્યાં અને જાતમહેનત કરીને પોતાનો આશરાધર્મ સાચવી દુષ્કાળદાદાને વિદાય કર્યા. ત્યાર બાદ કોઈ કોઈ વાર આ મહાન પુરૂષ ગરીબ પરિસ્થિતિની ઊંડાઈનું માપ આંકતા ત્યારે આ મહાન દેવી હસતાં મુખે આવી તેમને આનંદમાં લાવવા ઘણો પ્રયત્ન કરતાં. છેવટે તેમનાં અંગ ઉપરનાં ઘરેણાં કાઢીને આપી દેતાં અને કહેતા કે, લો આ ઘરેણાં વેચી વટાવીને આપણો નિર્વાહ સારી રીતે ચલાવો, પણ આપનો ઉદાસીન ચહેરો જોઈ મારૂં હૃદય કકળી ઊઠે છે. માટે ગૃહસ્થાશ્રમ આનંદથી ચાલવો જોઈએ. ત્યાર બાદ સતીના અંગ ઉપરથી તમામ દાગીના વેચી વટાવીને પણ પોતાનો ધર્મ આબાદ રાખ્યો. તોય પણ ગરીબીદેવીએ આ મહાન પુરૂષનો કેડો મૂક્યો નહી. છેવટે એમણે ઘરમાંથી ત્રાંબા-પિત્તળનાં વાસણો ગીરો મૂકીને પણ પોતાનો આશરા ધર્મ સાચવ્યો. હજી પણ ગામમાં મૂકેલા વાસણના મુદ્દા મળી આવે છે. ત્યાર બાદ આવકના દરેક દ્વાર બંધ કરીને ગરીબીદેવીએ આલબેલના પડકાર કર્યા. ત્યાર બાદ દયાના સાગર અકારણ દયા કરવાવાળા શ્રી સતગુરૂ દેવે આ મહાન પુરૂષના ઉપર અમીદ્રષ્ટિનો ધોધમાર વરસાદ વરસાવ્યો. અને મહાન પુરૂષના હૃદયમાં કંઈક તેજનું બિંબ જણાવા લાગ્યું અને સતગુરૂની કૃપાની સાથે જુવો તો ખરા ! સત્‌ગુરૂ જેના ઉપર દયા કરે છે તેને શું બાકી રહે છે ? જેના જેના ઉપર ગુરૂએ કૃપા કરી તે તો આ સંસારના ભવરણને ઓળંગી જાય છે. તો આ મહાન પુરૂષની ઉપર કૃપા થતાંની સાથે જ તેમના હૃદયનો પલટો થઈ ગયો. અને આ સંસારના સુખના કિરણ આથમી ગયા અને તરતજ બન્ને પતિ-પત્નીએ વાનપ્રસ્થ ધર્મનો અંગીકાર કરી લીધો. અને આ સંસારસુખને તિલાંજલી આપી. અને મનુષ્યની જે ફરજ કે ઈશ્વરભજન કરવું પ્રસન્ન ચિત્તથી કરવા લાગ્યા.પછી મા અન્નપૂર્ણા પણ આ મહાન પુરૂષના ઘરના પરોણા અને ત્યાર પછી બધો જીવનપલટો થયો. તે વાત આપણને આગળ અનુભવ કરતાં માલૂમ પડશે. અને સત્‌ગુરૂની દયા થાય ત્યાં કંઈ વસ્તુની ખોટ આ જગત ઉપર હોય છે ? કારણકે

ગુરૂ ગોવિંદ દોનું ખડા કિસકું લાગું પાય

બલિહારી ગુરૂ દેવકી ગોવિંદ દિયો બતાય

ત્યાર પછી દીવામાં જેમ દીવેલ પુરે તેમ આ મહાન પુરૂષનો જ્ઞાનદીપક વધવા લાગ્યો. ત્યાર બાદ સંવત ૨૦૧૦ના આશો સુદી દશમના દિવસથી એક અલૌકિક અન્નક્ષેત્ર ચાલુ કર્યું અને આ અન્નક્ષેત્રમાં હર કોઈ માણસ માટે જમવાની વ્યવસ્થા કરી. ત્યાર પછી એક જ મહિને કોઈ એક ગિરનારી મહાત્મા આવી પહોંચ્યા અને તેઓ બે જણા એટલે ગુરૂ અને શિષ્ય હતા. અને સાંજના સમયે આવ્યા હતા. અને તેઓને જમવા માટે

સીધું આપી દીધું. તેઓ રસોઈ કરવા લાગ્યા.રસોઈ તૈયાર થઈ ત્યાં તો ગામના સેવકો દરરોજના નિયમ અનુસાર બેસવા આવતા આવેલ મહાત્માએ કહ્યું: અત્યારથી મીઠો પ્રસાદ આપવો શરૂ કરો. પણ મારી સાથે જમવા બેસવું પડશે. તો આવું ધર્મસંકટ જોઈ મહારાજશ્રીએ વિચાર કર્યો અથવા. અતિથિ ધર્મ સાચવવા માટે આ મહાત્માના વચન ઉપર વિશ્વાસ બેઠો એ જ ઘડીએ આ અન્નક્ષેત્રમાં મીઠા પ્રસાદની ધજા કાવી અને સો ભેગા બેસીને જમ્યા. તે દિવસથી આ અન્નક્ષેત્રમાં મીઠો પ્રસાદ ચાલુ થયો. આ મહાત્માની બે જણાની રસોઈમાંથી લગભગ પંદર માણસો જમ્યા હતા. ત્યારબાદ એ મહાત્માએ વિદાયગીરી લીધી. હવે એ મહાત્મા ગમે તે હો. કોઈ પણ જાતના ભેદભાવ સિવાય તથા દરેકને માટે મીઠો પ્રસાદ અને પ્રસાદના માટે ચોખ્ખું ઘી વાપરવામાં આવવા લાગ્યું તથા રાજા કે રંક કોઈ પણ માણસ આત્મા તરીકે હોય, અને ચોવીસે કલાક ચાલુ ભંડાર રાખવામાં આવ્યો તથા સાથે આવનારનો ચાપાણીનો પાકો બંદોબસ્ત કરવામાં આવે છે. તથા સાથે ગાયોની પણ સેવા કરવામાં આવે છે. આવી રીતે જોશભેર અન્નક્ષેત્ર ચાલવા માંડ્યું. આ પ્રમાણે ચાલવાથી હજારો માણસોની આવજા થવા લાગી. મહારાજશ્રી તથા તેમનાં ધર્મપત્ની બન્ને અતિથિઓની સેવા જાતે ઉઠાવવા લાગ્યા. આ અન્નક્ષેત્ર જોશભેર ચાલવા લાગ્યું, અને એવા નિયમની સાથે ચલાવવામાં આવે છે કે કોઈની પાસે યાચના કરવી નહી. કોઈ ઠેકાણે ખરડો કરવો નહી.મહારાજશ્રીને એવો નિયમ છે કે કોઈની પાસે હાથ લાંબો કરવો નહી.

પાનબાઈના ભજનમાં કહ્યું છે કે દાન તો દેવે ને રહે અજાચક એવા હરીભજનના છે પ્રમાણ. કારણ કે પ્રમાણ વિના પ્રાણીની કિંમત નથી. જગ્યામાં કેટલીક ગાયો છે તો પણ તેના દુધની છાશ કરવામાં આવતી નથી. અને દુધ વાછરૂંને ધવરાવતા બાકીનું અતિથિસત્કારમાં વપરાય છે. આ છે નિસ્પૃહ ગાયોની સેવા. કોઈ વખતે મહારાજશ્રી જાત્રાએ જાય છે, અને કોઈ ભેટ સોગાદ ધરે, તો મહારાજજી તેમને કહી દે છે, મારે જગ્યા બહાર નીકળ્યા પછી તમો લાખો રૂપિયા આપો તે ન જોઈએ. એમ કહીને કદાચ પૈ સા આવ્યા હોય તો તે જ ગામમાં પરમાર્થ માટે તે પૈ સા વાપરવા આપી દે છે. અને કોઈપણ ગામ જતા નથી. એક ફકત જાત્રાએ નીકળે છે. તે પણ કોઈ ટાઈમે; એમની જગ્યા સાવ સાદી અને આજનું આજ અને કાલનું કાલ. કોઈ પણ જાતનો સંગ્રહ નહી, અને એક વખત મહારાજજીને મેં પૂછ્યું : આપણે સીધું થોડું થોડું સંગ્રહ કરીએ જેથી તાત્કાલિક લાવવું પડે નહીં. ત્યારે મહારાજજી બોલ્યા : જુઓ જ્યારે જરૂર પડે ત્યારે સગુરૂદેવ તરતજ આપી દે છે. માટે એવી ચિંતા શા માટે કરવી પડે ? ત્યાર પછી બીજો પ્રશ્ન મેં પૂછ્યો કે, આ ગાયોની છાશ થાય તો આપણે વેચાતું ઘી લાવવું ન પડે ત્યારે મહારાજજી બોલ્યા કે, આપણે છાશ કરીએ એટલે દૂધ બચાવવાનો લોભ લાગે. જેથી કરી વાછરું ભૂખ્યા રહે, અને માણસોને પણ દૂધ મળે નહી, અને આપણામાં લોભ ઘર કરી જાય, માટે એવું કરવું નથી.ત્રીજો પ્રશ્ન મેં પૂછ્યો કે, બાપુ, આપણે ખરડો કરીએ તો આપણને વાંધો છે ? ત્યારે મહારાજશ્રીએ કહ્યું કે, આપણે ખરડો કરીએ એટલે બીજાના આત્માને દુઃખ પડે, કારણકે આપણો ખરડો જાય અને ઘરમાં વસ્તુ ન હોય ત્યારે તેને ધર્મસંકટ આવે અને આપણે આપણા સતગુરૂના નામ પડતા મૂકીને તેમાં રૂંધાવુ પડે, માટે ખરડો કરવો નથી. ત્યાર પછી મેં ચોથો પ્રશ્ન પુછ્યો, કે બાપુ, આપણે કોઈના ઘેર ગયા હોઈએ અને કદાચ જાત્રાએ જતા હોઈએ ને કોઈને પ્રેમ આવ્યો અને

આપના પગે રૂપિયો કે બે રૂપિયો ધર્યા હોય તે લેવામાં શું વાંધો ? ત્યારે મહારાજ બોલ્યા : કોઈ વસ્તુનો વાંધો નથી. પણ આપણે જે એક જ ભાવ નક્કી કર્યો છે કે આખું જગત આપણું છે. અને કોઈ કોઈથી કંઈપણ જુદું નથી, અને બે રૂપિયા લઈને ત્યાંથી અહીં લાવીએ તો તેમાંજ ભેદ છે. કારણકે સબ ભૂમિગોપાલકી એવું આપણે નક્કી કર્યું છે. બસ એ જ. પછી મારી કાંઈ પણ પૂછવાની આભાર - નિહારીકા રવિયા હિંમત ચાલી નહી. અને મારા દિલમાં એમ થયું કે ધન્ય છે આવા મહાના ત્યાગીને. તેમનો આવો અગાધ મત જોઈને હું ખૂબજ રાજી થઈ ગયો. અને આમાં એકજ વાત છે : કૂવો ખોદવો નહી,અને તરસ્યા કોઈને જવા દેવો નહી. આ કાંઈ સાધારણ વાત નથી. હું તો પ્રેમના આવેશમાં ગાંડો બની ગયો. વળી એક જ ધારું આજ સુધી અન્નક્ષેત્ર ચાલે છે, પણ તેમાં કાંઈ પણ ખામી આજ સુધી આવી નથી. હજારો સાધુસંતો આવે છે અને જાય છે. છતાં કોઈપણ દિવસ મહારાજશ્રીના ચહેરા ઉપર કાંઇ પણ ફેરફાર જણાતો નથી. આ વાતની ખબર કોઈ ઊંડો ઊતરીને કરશે તો જ સમજી શકશે, નહીતર સમજી શકશે નહી. અનુભવમાં આવ્યું તેટલું મેં લખ્યું. હવે તો શું લખવું ? શું કથવું ? અને આમાં શું મથવું ?

એ સમજાતું નથી. ધન્ય છે સૌરાષ્ટ્રની ધરણીને અને ધન્ય છે ડુમાણા ગામને કે જ્યાં આવા સંતપુરૂષનો આવિર્ભાવ થયો. બુદ્ધિ પ્રમાણે સાદી ભાષામાં જરાપણ ઓપ ચડાવ્યા વિના મહારાજ શ્રી બાલગીરીજીનું આ જીવનવૃત્તાંત સત્ય ઘટનાના રૂપમાં મારી ઓછી બુદ્ધિથી રજૂ કરું છું. કોઈપણ ત્રુટિ હોય તો વાચક વર્ગ મને માફી આપો. દા. બુટા રૂડા.

# ૧. ગુરૂદેવની સ્તુતિ

(રાગ) રામચંદ્ર રઘુવીર

શ્રી ગુરૂ સૂર્યગીરી જપુ જપુ. શ્રી ગુરૂ સૂર્યગીરી જપુ જપુ.
તિમીર કાપી જ્ઞાન આપી,
સુકામાં ચલાવા નીર. જપુ જપુ, શ્રીગુરૂ સૂર્યગીરી જપુ જપુ.
સેવક જાણી છોડાવી ઘાણી,
મનડું કરાવ્યું થીર. જપુ જપુ, શ્રીગુરૂ સૂર્યગીરી જપુ જપુ.
જાતે તેડી બતાવી કેડી,
બતાવ્યા જુના પીર. જપુ જપુ, શ્રીગુરૂ સૂર્યગીરી જપુ જપુ.
ચરણે રહીને ગુણલા ગાઈને,
બાલગીરી નમાવે શિર. જપુ જપુ, શ્રીગુરૂ સૂર્યગીરી જપુ જપુ.

# ૨. ભજન

હમ પેટી ગુરૂ બજાવનહારા, કાફી ભજન ગવાઈ રે
આઠ પહોર આનંદ ઉલટ્યા, દુનિયા સમજત નાઇ રે....ટેક.
નાભી કમલસે સિતાર બનાયા, સુનમાં તાર મિલાઇ રે
આવે રણુકાર જાવે ભણકારા, ગગન દિયા ગજાઈ રે....હમ.
ઝાંઝ પખાજ ઓર મરદંગ બાજે, નરઘા બજે સુખદાઈ રે
ઝીણા ઝીણા વાગે મંજીરા, નિજ મંદિરીયા માઈ રે..હમ.
શીતલ મંદ સુગંધી વાયુ, રાત દિન ભર વાઈ રે
નિજ નામકા ખીલા બગીચા, જોવા મેં તલસાઈ રે....હમ.
અલખ પુરૂષ જોયા ઈસમે, દિયા હીરદામાં લગાઈ રે
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, જળહળ જ્યોત પ્રગટાવી રે....હમ

# 3. ભજન

અનાદિકા મેં પ્રવાસી, ફીરતા ફીરતા મેં આવું રે
જબ હોવે કોઈ ઠીક ઠીકાના, તબ જઈને ઠેરાવું રે.....ટેક.
મેં પરદેશી તુમ હે દેશી, કહઁા સે વિશ્વાસ લાવું રે
જબ હોવે પરિચય તમારા, અંતર ખોલ સમજાવું રે.અનાદિકા.
મેં હું પાણી તુમ મટકી કાંણી, કહઁા સે નીર જમાવું રે
બંધ હોવે જબ કાના ઈસમે, પીયાલા ભરભર પાવું રે. અનાદિકા.
મેં હું જોગી તુમ હે ભોગી, કહઁા સે ચેલા બનાવું રે
વૈરાગ કી જબ પેરો ફકીરી, તત્વ વિભૂત લગાવું રે. અનાદિકા.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, સાચું આજ દરશાવું રે
સત્ય વિના કદી પાર નહીં આવે, નાહક શું અથડાવું રે. અનાદિકા.

# ૪. ભજન

(રાગ : આજ કલીયુગમાં)

આજ ભવનો તે રોગ ભળાણો ગુરૂજી, ઔષધ લઈ વેલા આવજો. ટેક.
મદ મોહ રૂપી ટાઢ વાય છે, અંગો અંગમાં વેદના થાય છે.
આશા તૃષ્ણાનો તાવ જાણો ગુરૂજી, ઔષધ લઈ વેલા આવજો. આજ.
માન મોટાઈનું પેટ ચડ્યું, અહંકાર કાઢે છે માંહી હડિયું.
સંશયે નાખ્યો માંહી પાણો ગુરૂજી, ઔષધ લઈ વેલા આવજો. આજ.
ઈર્ષા રૂપી અશક્તિ આવી, બીજા અનેક રોગ તાણી લાવી.
ભ્રમણા ફેરવે છે માંહી ઘાણો, ગુરૂજી ઔષધ લઈ વેલા આવજો. આજ.
આજ બાલગીરીજી ગાય છે, ગુરૂ અંતરથી ચીત ચહાય છે.
જરા દાક્તર થઈ પહેચાણો, ગુરૂજી ઓષધ લઈ વેલા આવજો. આજ.

# ૫. ભજન

(રાગ : આજ કલીયુગમાં)

મારા દિલડામાં જ્યોતું દરશાણી, ગુરૂજી મધુરવાજા વાગીયા. ટેક.
મેં તો સુન શિખર પર જોયું, ત્યાં ભાન શરીરનું ખોયુ.
ત્યાં તો ભાળ્યા પુરૂષ પુરાણી, ગુરૂજી મધુરા વાજા વાગીયા. મારા.
ત્યાં તત્વનાં તોરણ લટકે, મોટા યોગેશ્વર અહીં અટકે.
ત્યાં પહોંચે નહીં વેદ વાણી, ગુરૂજી મધુર વાજા વાગીયા. મારા.
કરે વિના બાદલ ચમકારા, વરસે અમૃત બુંદ બહુ સારા.
મારી વૃત્તિ ત્યાં તલસાણી, ગુરૂજી મધુર વાજા વાગીયા. મારા.
કેછે બાલગીરીજી સ્વામી, મારી વૃત્તિ સઘળી વામી.
મેં તો તુરત મુક્તિ માણી, ગુરૂજી મધુરા વાજા વાગીયા. મારા.

# ૬. ભજન

(રાગ : મારૂ રણ તમે છોડાવો રે)

મારા મંદિરીયે પધારો રે, સતગુરૂ દેવા.
મારી અરજીને સ્વીકારો રે, ગુરૂ દેવા....ટેક.
મારૂ મનડું ચૌદશ ડોલુ, આપ પાસે શું હું બોલુ.
મારું હૃદય ક્યાં જઈ ખોલું રે, સત્ગુરૂ દેવા...મારા.
મારા માથે માયા હેલી, ગુરૂ એક તમે મારા બેલી.
શું કહું ઝાઝું થઈ ચેલી રે, સત્ગુરૂ દેવા...મારા.
મારી લોકો કરે છે હાંસી, ગુરૂ ક્યાં જઉં હું નાસી.
હવે કરી રાખો નિજ દાસી રે, સત્ગુરૂ દેવા....મારા.
કે છે બાલગીરી આવું, હું તો ગુરૂના મનને ભાવુ.
હવે ફરી ચોરાશી ના આવુ રે, સતગુરૂ દેવા...મારા

# ૭. ભજન

(રાગ : મારું રણ તમે છોડવો)

મારા રૂદિયામાં વસનારા રે, સત્‌ગુરૂ દેવા.
તમે જરીયે નહી ખસનારા રે, સતગુરૂ દેવા....ટેક.
મારૂં મંદિર પાવન કર્યું, મારૂ ભવનું પત્ર ફર્યું.
મારે જોતુંતું તે મને મલીયું રે, સતગુરૂ દેવા...મારા.
મારી પ્રેમ નદી ઉભરાણી, મારી છુટી ચોરાશી ખાણી.
મારી સફળ થઈ કમાણી રે, સતગુરૂ દેવા...મારા.
હું તો દેહનું ભાન ભુલી, મેં વોરી વસ્તુ અમૂલી.
મેં તો ફેકી દીધી થુલી રે, સતગુરૂ દેવા....મારા.
કે છે બાલગીરીજી સાચુ, હું તો ગુરૂચરણે રાચુ.
મારે રહ્યું નહીં કંઈ કાચુ રે, સતગુરૂ દેવા....મારા.

# ૮. ભજન

(રાગ : મારું રણ તમે છોડાવો રે)

મારા નાવના હાકનહારા રે, સત્‌ગુરૂ દેવા.
મને સુજતા નથી બારા રે, સત્‌ગુરૂ દેવા...ટેક.
મારું નાવ હીલોળે ચઢિયુ, ઓચિંતું કંઈક નડિયુ.
તમે આવી તોડો કડિયુ રે, સત્‌ગુરૂ દેવા....મારા.
મારી વમળે ચડી વાતુ, હવે કંઈ નથી સમજાતુ.
હવે આવી બતાવો સાચું રે, સત્‌ગુરૂ દેવા..મારા.
મારો રોગ હવે ભેળાણો, ગુરૂ તૂટવા બેઠો તાણો.
હવે આવી જરા પહેચાણો રે, સત્‌ગુરૂ દેવા....મારા.
કે છે બાલગીરીજી વાણી, હું તો કહું છું મારી કહાણી.
ગુરૂ લેજો અમને તાણી રે, સત્‌ગુરૂ દેવા....મારા.

# ૯. ભજન.

(રાગ : મારું રણ તમે છોડાવો રે)

મારું જીવન તમે સુધારો રે, સતગુરૂ દેવા.
હવે બતાવો કિનારો રે, સત્‌ગુરૂ દેવા....ટેક.
મારું જીવન બહુ બગડિયુ, દુશ્મનોયે બહુ રગડીયુ.
હવે બુઝાવો આ સગડીયુ રે, સત્‌ગુરૂ દેવા...મારુ.
હું તો ભટકું વનોવનમાં, મુઝાવું મનમાં મનમાં.
હવે આવી વસો મારા તનમાં રે, સત્‌ગુરૂ દેવા...મારુ.
મારે આશા એક તમારી, બતાવો ગુરૂ બારી.
હવે લઈલો ને ઉગારી રે, સત્‌ગુરૂ દેવા....મારુ.
કેછે બાલગીરીજી સ્વામી, કાઢો અમારી ખામી.
તમે છો રે અંતરયામી રે, સત્‌ગુરૂ દેવા...મારુ.

# ૧૦. ભજન

(રાગ : જપું નિરંતર ગુરૂદેવ)

મારે જાવું છે આજ, મારું કરવા સૌરાજ.
વાટ જોવે છે સમાજ, મારા પ્રેમનગરમાં-ટેક.
ત્યાં છે જ્ઞાનની પંચાત, બીજી મળે નહીં વાત.
ત્યાં નહીં નાત જાત, મારા પ્રેમનગરમાં-મારે.
બળે ગલીચુંમાં હરીકેન, વરતાય નહીં રેન.
વાગે ઠારો ઠાર બેન, મારા પ્રેમનગરમાં મારે.
ત્યાં બેઠા સરપંચ શેઠ, ન્યાય તોળે જઈ ઠેઠ.
કોઈની કરે નહીં વેઠ, મારા પ્રેમનગરમાં-મારે.
કેછે બાલગીરીજી આજ, ત્યાં તત્વના ખાજ.
ભાળ્યા સતગુરૂ ધિરાજ, મારા પ્રેમનગરમાં મારે.

# ૧૧. ભજન

(રાગ : ગુરૂ દેવની સ્તુતિ)

જપું નિરંતર ગુરૂદેવ, ધોઉં ચરણું તતખેવ.
મહાસાગરકા નાવ, ગુરૂ તુમ સહારા. ટેક.
બહુ દિને જીવ આવ્યો વખત, ત્યાં માયા સખત.
ટાળો પૂર્વના ખત, ગુરૂ તુમ સહારા. જપુ.
આવ્યો ચરણોમાં એકદમ કરો, મનડું મક્કમ.
મને પડે નહી ગમ, ગુરૂ તુમ સહારા. જપુ.
તુમારા તારણકા નામ, કરો દાસનકા કામ.
મને પહોંચાડો ધામ, ગુરૂ તુમ સહારા. જપુ.
મારા રૂદિયાની તો માંઈ, ભજન કરૂં સુખદાઈ.
કહે બાલગીરી ગુસાઁઈ, ગુરૂ તુમ સહારા.જપુ.

# ૧૨. ભજન

(રાગ : જપું નિરંતર ગુરૂદેવ)

મળ્યો મનુષ અવતાર, ભાવે ભજવા કીરતાર.
માથે સત્ગુરૂ ધાર, સંસાર પાર ઊતરવા-ટેક.
લીધા જન્મ અનેક, સ્વાદ લીધો દરેક.
હવે રાખી લે ટેક, સંસાર પાર ઉતરવા-મળ્યો.
તારું વતન સંભાર, વાંસે પડી ગયો છે કાળ.
નિજ રૂપ સંભાર, સંસાર પાર ઉતરવા-મળ્યો.
આવો નહીં મળે લાવ, સત્સંગમાં નાવ.
હેતે હરિગુણ ગાવ, સંસાર પાર ઉતરવા-મળ્યો.
કેછે બાલગીરીજી આજ, સુણો સર્વ સમાજ.
રાખો ગુરૂ શિરતાજ, સંસાર પાર ઉતરવા.-મળ્યો.

# ૧૩. ભજન

(રાગ : જપું નિરંતર ગુરૂદેવ)

મૂકી દોને રે માન, કરો સત્યનું જ્ઞાન.
જાવું નક્કી નિદાન, હુન્નર કરો હજારા.....ટેક.
રહો ભોંયરાની માય, રહો બંગલાની માય.
તોય જાશો પકડાઈ, હુન્નર કરો હજારા...મૂકી.
ભલે હોય મોટો ભૂપ, ભજન વિનાનો ભૂત.
કરશે જમડા એનો ધૂપ, હુન્નર કરો હજારા..મૂકી.
ભજો ભાવે ભગવાન, કરો સત્યનું જ્ઞાન.
જમ લઈ જાશે જાન, હુન્નર કરો હજારા...મૂકી.
કે છે બાલગીરી સાર, રાખો ગુરૂ આધાર.
વાલો લેશે સંભાળ, હુન્નર કરો હજારા...મૂકી.

# ૧૪. ભજન

(રાગ : નાખેલ પ્રેમની દોરી)

વાયરથી વાતું મેં જાણી અગમ ઘરની.
વાયરથી વાતું મેં જાણી, અગમ ઘરની...ટેક.
ઈ રે વાયરમાં વાજા રે વાગે વાલા.
વૃત્તિ રે મારી તલસાણી, અગમ ઘરની..વાયરથી.
ઈ રે વાયરમાં નહીં હું ને મારું વાલા.
નહીં રે વેદ નહીં વાણી, અગમ ઘરની....વાયરથી.
ઈ રે વાયર મારા સત્ગુરૂ ઘરનો વાલા.
દીઠા પુરૂષ પુરાણી, અગમ ઘરની....વાયરથી.
ગુરૂના પ્રતાપે, બાલગીરી કે છે વાલા.
દેહીમાં જોતું દરશાણી, અગમ ઘરની....વાયરથી.

# ૧૫. ભજન

(રાગ : ઘૂમતા પધારો ગણપતિ)

પુરાણી પાટ મંડાણા રે, અમારા ઘરમાં.
પુરાણી પાટ મંડાણા રે, અમારા ઘરમાં...ટેક
મોટા મોટા યોગી બેઠા, આસન વાળી વાલા.
પ્રેમ કેરાં કાંડાં બંધાણાં રે, અમારા ઘરમાં...પુરાણી.
હીરા માણેક કેરો, પાટ પુરાયો વાલા.
સોનેરી કળશ થપાણા રે, અમારા ઘરમાં....પુરાણી.
અરસ પરસ સૌએ આરાધ લગાયો વાલા.
અનહદ નાદ સંભરાણા રે, અમારા ઘરમાં...પુરાણી.
ગુરૂના પ્રતાપે બાલગીરી કે છે વાલા.
ઘટમાં રે શિવ દરશાણા રે, અમારા ઘરમાં...પુરાણી.

# ૧૬. ભજન

(રાગ : ઘૂમતા પધારો ગણપતિ)

અષાડીલા મેઘ મંડાણા રે, અમારા શહેરમાં.
અષાડીલા મેઘ મંડાણા રે, અમારા શહેરમાં...ટેક.
ચારે દિશાયું થઈ, ધંધુકારી વાલા.
પુરાણી પવન ફૂંકાણા રે, અમારા શહેરમાં....અષાડીલા.
ઝબક ઝબક કરે છે રે, વીજળી વાલા.
અનહદ ગાજ સંભરાણા રે, અમારા શહેરમાં....અષાડીલા.
જહાં રે જોઉં ત્યાં, પાણી ને પાણી વાલા.
જગતનાં બીજ ખોવાણાં રે, અમારા શહેરમાં....અષાડીલા.
ગુરૂના પ્રતાપે બાલગીરી કે છે વાલા.
સતગુરૂ એક દરશાણા રે, અમારા શહેરમાં....અષાડીલા.

# ૧૭. ભજન

(રાગ : ઘુમતા પધારો ગણપતિ)

સત્‌ગુરૂ માંડવે પોખાણાં, અમે તો જ્યારે.
સત્‌ગુરૂ માંડવે પોખાણાં, અમે તો જ્યારે.....ટેક.
ઈંગલા પિંગલા, મોતીડે વધાવે વાલા.
સુષ્મણા સે પ્રેમ દરસાણા, અમે તો જ્યારે.... સત્‌ગુરૂ.
મધુરા મધુરા વાજા રે, વાગે વાલા.
અનભે ઢોલ ટીંપાણાં રે, અમે તો જ્યારે..... સત્‌ગુરૂ.
સર્વ સાહેલીઓ, મંગળ ગાવે વાલા.
અમી કેરા છાંટણા છટાણાં રે, અમે તો જ્યારે.....સતગુરૂ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે વાલા.
નિજ ઘરે જઈને ઠેરાણાં રે, અમે તો જ્યારે..... સત્‌ગુરૂ.

# ૧૮. ભજન

(રાગ : ભમરીયા કૂવાને કાંઠડે હો રાજ)

સુણ સાહેલી મારી વાતડી રે લોલ, જોઉં મારા સત્‌ગુરૂની વાટ રે.
મળે સત્‌ગુરૂ લાવ લીજીયે રે લોલ....ટેક.
વૈરાગ્ય સાવરણીયે થી શેરીયું વળાવુ, જ્ઞાનનાં મંડાવું હાટ રે.
મળે સત્‌ગુરૂ લાવ લીજીયે રે લોલ....સુણ.
ઇંગલા પીંગલા અમૃત ઉછાળે, સુષ્મણા રડે ભરી માટ રે.
મળે સત્‌ગુરૂ લાવ લીજીયે રે લોલ...સુણ.
પ્રેમ પટોળા ઓઢુ ચુંદડી, હીંચું હિંડોળા તત્વ ખાટ રે.
મળે સત્‌ગુરૂ લાવ લીજીયે રે લોલ...સુણ
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, પધરાવું સત્ત્ગુરૂ પાટ રે.
મળે સતગુરૂ લાવ લીજીયે રે લોલ....સુણ.

# ૧૯. ભજન

(રાગ : ભમરીયા કુવાને કાંઠડે હો રાજ)

શ્યામ ખોવાણા મારી શેરીયે રે લોલ, હું તો રડી રડી પાડું સાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ...ટેક.
નિંદ્રા ન આવે, ને ખાવું ન ભાવે, એણે કોનો લીધો છે વાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ....કોઈ.
મનડું ભમે, મારું ચિતડું ડગે, સારા ન લાગે એકે સાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ....કોઈ.
શરીર સુકાણુ, મારું દિલ ગભરાણું, હવે થઈ જશે મારો બાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ....કોઈ.
કંઠ રૂંધાય છે, ને કંઈ કંઈ થાય છે, હવે અંતરથી કરું છું યાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ.....કોઈ.
ગુરૂ પ્રતાપે બાલગીરી ગાય છે, બુડતાને આપો હવે જાદ રે.
કોઈ બતાવો મારા શ્યામને રે લોલ....કોઈ.

# ૨૦. ભજન

(રાગ : એવી પીયાલી મેં તો પીધી)

સમજાવી નવ સમજે દુનિયા, જુવો કેવી દીવાની રે.
આચરણમાં સમજે નહીં ને, થઈ બેઠી છે જ્ઞાની રે. ટેક.
સંતો જ્યારે આવી સમજાવે, સાંભળે થઈને માની રે.
શબ્દ એકે સમજે નહીં ને, કરે બીજાની હાની રે..સમજાવી.
અરસપરસ ભેગા થઈને, વાતો કરે મસ્તાની રે.
એક પઈનો વાંધો પડે તો, વૃત્તિ બને તોફાની રે..સમજાવી.
પરમાર્થ પગલું ભરતા, પડે છે પાછી પાની રે.
સવારથમાં આગળ આવે, કાયા કરે કુરબાની રે..સમજાવી.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, એળે જાય જિંદગાની રે.
સૌના ઉપર કરૂણા કરી, શુભ મતી આપો માઁ ભવાની રે.સમજાવી.

# ૨૧. ભજન

(રાગ : ઉપરનો)

આત્મ તત્વ જાણી લે બંદા, બીજ દેને ત્યાગી રે.
સત્‌ગુરૂના ચરણે જઈને, ટાળી દે આધિવ્યાધિ રે...ટેક.
પંથા પંથી કરશો નહીંને, થાશે ખોટી ઉપાધી રે.
એકજ તત્વ સૌમાં વિલસે, જુવો જરા જાગી રે....આત્મ.
ધર્મ ધારો ધણી સંભારો, વૃત્તિ કરો વૈરાગી રે. -
આઠ પહોર હરદમ જપો, માયા કરો આઘી રે....આત્મ.

કંચન જેવી કાયા તારી, બાળશે કરી નાગી રે.
સમજવું હોય તો સમજી લેજો, સમય જાય છે ભાગી રે...આત્મ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, રહેજો હરિમાં લાગી રે.
વાલો મારો દીનદયાળુ, વસ્તુ આપશે માગી રે...આત્મ.

# ૨૨. ભજન

સંશય ટાળો અલખ સંભારો, વહી જાશે જિંદગાની રે.
આવો અવસર ફેર નહીં આવે, ભલે હોય રાજારાણી રે..ટેક.
સંસારીયાના સુખને તમે, જાણો ઝાંઝવા પાણી રે.
લેવા જાતાં આગળ જાવે, હાથ નવ આવે વાની રે. સંશય.
મોહ મમતા મૂકો તમે, કરશે બહુ હાની રે.
એક દિવસ મૂકી જાવું, નહીં રે નામ નિશાની રે..સંશય.
માયા કેરો સંગ મૂકો, એ તો છે તોફાની રે.
કોઈની આશા કરી નહીં, પૂરી એ તો છે બહુ માની રે..સંશય.
બાલગીરી કે છે, પ્રભુના અર્થે કાયા કરો કુરબાની રે.
સતગુરૂના ચરણે રહીને, વૃત્તિ કરો મસ્તાની રે..સંશય.

# ૨૩. ભજન

(રાગ : ઉપરનો)

સમરણમાં હરિનામ તમારૂ, બીજું દઉં વિસારી રે.
આચરણમાં ચરણ નિહાળુ, વિશ્વાસ ઊર ધારી રે..ટેક.
નાત જાત સૌ સગા સંબંધી, સ્વારથના યારી રે.
માતપિતા સુત બાંધવ બેની, સાથે નહીં આવે નારી રે..સમરણ.
હીરા માણેક મેડી મેલાતુ, મુકે જરૂખા ભલે બારી રે.
અંત સમયે અળગું કરવું, પાછું બનવું ભીખારી રે..સમરણ.
અણસમજણમાં આવી પડી છે, કાષ્ટની માથે ભારી રે. .
ઉતારીને અળગી કરો, ભજો ને શ્રીમોરારી રે..સમરણ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, કરો ચરણ અધિકારી રે.
પલે પલે ભગતી માંગુ, બેડલી લો ઉગારી રે..સમરણ

# ૨૪. ભજન

(રાગ : તમે વિસરાવી નરને)

આજે નિરભઈ નોબતું વાગી, મેરા લાલ હો.
નિજરે મંદિરીયામાં રૂડી જોતું જાગી, હોજી....ટેક.
ઇંગલા ને પીંગલા, આરતી ઉતારે હોજી.
અને સુષ્મણા થઈ રાજી, મેરા લાલ હો...નિજરે.
બ્રહ્મા ને વિષ્ણુ દોનું મંત્ર ઉચ્ચારે હોજી.
અને શંકરે સમેટી બાજી, મેરા લાલ હો....નિજરે.

તેત્રીસ કોટી દેવો આવ્યા પારે હોજી.
અને છડીયુ પોકારે કરી હાજી હાજી, મેરા લાલ હો...નિજરે.
બાલગીરી કે છે ગુરૂદુવારે હોજી.
અને આનંદ લેરૂ આજે લાગી, મેરા લાલ હો....નિજરે.

## ૨૫. ભજન

(રાગ : ઉપરનો)

આજે વૃત્તિ મારી તલસાણી, મેરા લાલ હો તબરે.
ભાળ્યા મેં તો પુરૂષ પુરાણી હોજી...ટેક.
જોતા જોતા રે મારાં નયન ઢળીયા હોજી.
અને ચડી ગઈ બ્રહ્મ ખુમારી, મેરા લાલ હો તબરે.
હું ને પીયુજી જાણે એકાંતે મળીયા હોજી.
અને જાગું ત્યાં આવે જેઠાણી, મેરા લાલ હો તબરે.
દૂર દૂર કોઈયે ઈશારા કર્યા હો જી.
અને જોવા જાતાં હું ખોવાણી, મેરા લાલ હો તબરે.
ગુરૂના પ્રતાપે બાલગીરી ગાય છે હો જી.
અને ગુરૂના ચરણે ઠેરાણી, મેરા લાલ હો તબરે.

## ૨૬. ભજન

(રાગ : કનરો)

અરે જીવ અભાગી માયા તુને લાગી,
રામ ભજીને તું આવી જા અગાડી....ટેક.
સગાં સંબંધી તારાં કુટુંબ કબીલો,
સાથે નહિ આવે મામા કે માડી...જીવ.
મેડી મંદિર ને માલ ખજાના,
પડયા રહે છે વાડા ને વાડી ...જીવ.
કંચન જેવી કાયા રે તારી,
બંધ પડી જાશે એક દિન નાડી ...જીવ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે,
મૂકી દેને માયામાં ટાંડી....જીવ.

## ૨૭. ભજન

(રાગ : કનરો)

સારંગપ્રાણી છોડાવો ઘાણી,
કરૂણા કરીને આપો એંધાણી....ટેક.
મધ દરિયામાં નાવડી બૂડી,
મગર આવીને જાય છે તાણી....સારંગપ્રાણી.
ભવો ભવમાં અમને ફેરવ્યા,
છોડતી નથી. આ માયા રાણી...સારંગપ્રાણી.

આધાર અમારે એક હરિ તારો,
કરી નથી અમે કંઈ રે કમાણી...સારંગપ્રાણી.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે,
કહુ છું હું તો મારી કહાણી...સારંગપ્રાણી.

# ૨૮, ભજન

(રાગ : વાગે ભડાકા ભારી)

અજબ શક્તિ નિહાળી જોગીડા તારી,
અજબ શક્તિ નિહાળી રે હે હે હે...ટેક.
પાંચ પાવ ભર ઝુંપડી તારી, મોભ નાખ્યો ઘણો ભારી હે હે હે.
ત્રિગુણી ત્રણ આડિયું નાખી, નળીયા નાખ્યાં ચમકારી...જોગીડા.
ઈરે ઝુંપડીમાં દશ દરવાજા, શેરીયું મૂકી બહુ સારી રે હે હે હે.
ઈંગલાને પીંગલા આવે ને જાવે, સુષ્મણા ચાલે સંભારી જોગીડા.
ઈરે ઝૂંપડીમાં એક જોગણ રેવે, સદાય બાલબ્રહ્મચારી રે હે હે હે.
પલક એકમાં પુત્ર સરજાવે, પલમાં દેવે ભંડારી...જોગીડા.
ઈરે ઝૂંપડીમાં એક અમર દીવો, જાવો મનડાને મારી રે હે હે હે.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, જોતાં જાઉં બલિહારી...જોગીડા.

# ૨૯. ભજન

(રાગ : ઉપરનો)

સત્‌સંગ કર રૂપાળા હો મનવા,
સત્‌સંગ કર રૂપાળા રે હે હે હે જી...ટેક.
સત્‌સંગ કરીને સમજી લે સાચુ, કાઢો પંથ પાળા.. હો મનવા.
લોભ મોહ ને કાવાદાવા, મૂકી દો જુના ઢાળા હે હે હે જી.
સંસારીયાનું સુખડું કાચુ, જાવું મુકીને માળા...હો મનવા.
સત્ય લાવીને સમરો ધણીને, મુકી દો ચિતના ચાળા, હે હે હે જી.
ભજનનું તો લઈ લો ભાતુ, આગળ વનડા કાળા.. હો મનવા.
આવ્યો મનખો લઈ લો લાવા, ફેરવો રામની માળા હે હે હે જી.
બીજા બધાને કરી દો જાતુ, આ તો ભારા ઉભારા.. હો મનવા.
પ્રેમ લાવીને હરિગુણ ગાવા, મૂકી માયાના ભારા રે હે હે હે જી.
બાલગીરી કે છે ખોલશે ખાતુ, ભલે હોય બુઢા કે બાળા.. હો મનવા.

# ૩૦. ભજન

(રાગ : ખોઈ બેઠો બંદા ખાખમાં)

ભજી લેને મન મુરખા, તું મગરૂરીમાં ક્યા ફરે...હેજી.
મરીને જોઈલે આપમા, પછી મરવાવાળો કોણ મરે હેજી.ભજી.
અજબ ખેલ જોયા વિના, તું અંધારામાં ક્યા ફરે...હોજી.
ધ્યાન કરી લે ધરણીધરનું, જમવા આવી શું કરે..ભજી.
પાંચ તત્વનો દેહ મરીને, તે ક્યાં ભળે...હે જી.
અંતે વસ્તુ એક ને એક છે, અજ્ઞાની મનથી ડરે..ભજી.
રામ ને રેમાન જુદા નથી ને, મૂરખા નોખા ધર્મ ધરે.. હેજી.
એક માટીના પિંડામાંથી, જેમ કુરડી કોડીયા કરે.ભજી.
પુરણ જ્ઞાન જો કોઈ જાણે, અમૂલ્ય રસ તે માણે...હજી.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, ભજન કરો આ ટાણે..ભજી

# ૩૧. ભજન

(રાગ : ઉપરનો)

જોઈ લેને તું આપમા, અંતે આપ વિના નહી જડે.. હેજી.
ધારી લેને ગુરૂ જ્ઞાનથી, ફરી દુજો નવ રંગ ચડે હેજી.જો.
જ્યોત જલે છે દેહીમા, તેમાં સૂર્યનું તેજ શું કરે. હેજી.
ધ્યાન વિનાના હાલે ભટકતા, અંતે અથડાઈ મરે જો,
ડાબી રે ઈંગલા જમણી પીંગલા, સુષ્મણાં જો .. હેજી.
સંકલ્પને જો તજે તો, જન્મ મરણ ફેરા ટળે. જો
ભ્રાંતિ એવી ભુલી ગયા પછી, અમીરસ નૂર બહુ ઝરે.. હેજી.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, સંસાર સેજે તરે.. જી

# ૩૨, ભજન

(રાગ : ઉપરનો)

ચિંતા તું શીદ કરે, પ્રભુજી સૌનો પાલન કરે,
નબળા મનના અરે અધીરા, વિશ્વાસ કેમ નવ ધરે... ટેક.
જઠરાગ્નિમાં જુગતે રાખી, નવ માસ ચોકી ભરે,
એવો પ્રભુ છે દિનદયાળુ, જન્મ્યા મોર દુધ કરે... પ્રભુજી.
પાતાળમાં રહેતા જીવજંતુને, ત્યાં પણ પોષણ મળે,
સોનાની સાંકળ હાથી બાંધો, બેઠા અનાજ મળે...પ્રભુજી.
અજગર જેવું જુઓ જનાવર, ક્યાં જઈ ઉધમ કરે,
કીડીને કુંજર ઉડતા પંખી વાલો, સૌનાં ઊંદર ભરે...પ્રભુજી.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, પ્રેમ રસ દિલડામાં ઠરે,
એવો પ્રભુ છે ગરીબનો બેલી, સૌની સંભારૂ કરે પ્રભુજી.

## ૩૩. ભજન

(રાગ : ઉપરનો)

સુરા હોય તે આવજો વહેલા, સંતો સામૈયા કરે,
કાયર નરનું કામ નથી એ તો, માયામાં ભલે મજા કરે....ટેક.
સત્યના હોજમાં મારોને ભુસકો, માંહી હીરલા જડે,
કાયર નર તો કાંઠે રહીને, ઊભા ઊભા જોઈ રડે....સંતો.
જ્ઞાન ગરીબીનો રોપી દો ઝંડો, ચૌ દિશા છાંયડો પડે,
કાયર નર તો છેટે રહીને,ચૌ દિશા અગ્નિમાં ચડે....સંતો.
ક્ષમા દયાની ઢાલ ઉપાડો, દુશ્મન હજારો ભલે મળે,
કાયર નરને કંઈ કામ ન ઉકલે, આશા તૃષ્ણથી જલે...સંતો.
ગુરૂ પ્રતાપે બાલગીરી કહે છે, પ્રભુ ભજો આ પલે,
કાયર નરને હું હાથ જોડું છું, બાલ તારો કેમ નવ હલે....સંતો.

## ૩૪. ભજન

(રાગ : ઉપરનો)

દુનિયા ચરણે પડે, ભગતને, દુનિયા ચરણે પડે,
નમી નમીને દુનિયા જોતી, ઠગતને બહુ નડે....ટેક.
સૂર્યને તો કોઈ નથી કહેતું, શીદને અંધારું કરે,
એવી રીતે પ્રકાશ પડે તો, કોણ અંધારું કરે...દુનિયા.
કાષ્ઠ ચંદનનું જો કાપે તો, ઊલટું સુગંધીત કરે,
એવી રીતે જો ભગત હોય તો, કોણ ખરાબ આવી કરે. દુનિયા.
સર્વેમાં જો આત્મા જુઓ તો, ભેદભાવ કર્યા જઈ વરે.
અખંડ જ્યોતિ પ્રગટે તો, કોણ આવી રામ કરે... દુનિયા.
ગુરૂ પ્રતાપે બાલગીરી કહે છે. એક બ્રહ્મ સાચું જે ભણે,
સતગુરૂનાં ચરણે જાતાં, માતાની કુખે નવ જણે...દુનિયા.

## ૩૫. ભજન

(રાગ : ઉપરનો)

જગત શું રે કરે ભગતને, જગત શું રે કરે,
સર્વવ્યાપી માનજો આત્મા, સર્વમાં જઈ ભરે....ટેક.
મોહ ને માયા નહીં દિલમાં, કામ ક્રોધને મારે,
આઠ પહોરે આનંદમાં રેવે, પ્રેમ દિલડામાં ઠારે...ભગત
મારું ને તારું નહી મનમાં, જગત તેને શું નડે,
જગત તો એના ગુણલાગાતી, આવીને ચરણુમાં પડે...ભગત
અમૃત વાણી કાઢે મુખથી, વિકારો મનથી બારે,
સત્‌ગુરૂનું જ્ઞાન ભણે તો, જમડા કદી નવ ભારે....ભગત
ગુરૂ પ્રતાપે બાલગીરી કહે છે, ભગત જગતમાં ફરે,
માયામાં નવ ફસાય તો, જગત ભગત બંને તરે....ભગત

# ભજન ૩૬

(રાગ : નાખેલ પ્રેમની દોરી)

ગેબી ખવરાવી દીધી ગોળી, ગુરુએ અમને,
ગેબી ખવરાવી દીધી ગોળી.. ટેક.
ઈરે ગોળી રે અમેને રગે રગે વ્યાપી વાલા,
ભૂલો દુરિજન ટોળી, ગુરુએ અમને ગેબી.
ઈરે ગોળીએ અમને ભાન ભૂલવાડ્યા વાલા,
શું જાણે દુનિયા ભોળી, ગુરુએ અમને ગેબી.
ઈરે ગોળીએ અમને પ્રેમ ઉભરાણાં વાલા,
વૃત્તિ બની સમતોળી, ગુરુએ અમને ગેબી.
ગુરુને પ્રતાપે બાલગીરી કહે છે વાલા,
કહું છું હું તો કર જોડી, ગુરુએ અમને ગેબી.

# ૩૭. ભજન

(રાગ : ઉપરનો)

સમરોને સારંગપાણિ સંસારીયામાં,
સમરોને સારંગપાણિ ....ટેક.
આરે સંસારિયામાં ખેલ બધા ખોટા વાલા,
કોના રાજા કોની રાણી, સંસારીયામાં સમરોને.
આરે સંસારીયામાં બાંધે મહેલ મોટા વાલા,
એક ઘડીમાં ધૂળધાણી, સંસારીયામાં સમરોને.
આ સંસારીયામાં સમજ્યા નર મોટા વાલા,
છૂટી ચોર્યાસીની ઘાણી, સંસારીયામાં સમરોને.
ગુરૂના પ્રતાપે બાલગીરી કહે છે વાલા,
સેવી લ્યો પુરુષ પુરાણી, સંસારીયામાં સમરોને.

# ૩૮. ભજન

(રાગ : ઉપરનો)

ચેતી લ્યો નરનારી આ અવસરીયામાં,
ચેતી લ્યો નર નરી... ટેક
મનખા જન્મ ફરી નહીં આવે વાલા,
નહીં ચાલે કાંઈ કારી....અવસરીયામા.
જમનો ઝપાટો જુઓ ભયંકર વાગે વાલા,
ગોતો ઉગરવાની બારી....અવસરીયામાં.
રાત દિવસ તમે રામ રટી લ્યો વાલા,
રુદીયે પ્રભુજીને ધારી...અવસરીયામાં.
ગુરુના પ્રતાપે બાલગીરી કહે છે વાલા,
નહી ચાલે જમડાની કારી.....અવસરીયામાં.

# ૩૯. ભજન

(રાગ : ઉપરનો)

હોંશે હરિગુણ ગાઉ અંતરીયામાં,
હોંશે હરિગુણ ગાઉ....ટેક.
આરે કાયામાં રે, ગંગા ને જમુના વાલા,
નિત્ય ગંગાજીમાં નાઉ....અંતરીયામાં.
આરે કાયામાં રે, બ્રહ્મા ને વિષ્ણુ વાલા,
શિવજી કેરા ગુણ ગાઉ...અંતરીયામાં.
આરે કાયામાં રે, પરિબ્રહ્મ પોતે,
જગતમાં કેમ ભરમાવું....અંતરીયામાં.
ગુરુના પ્રતાપે, બાલગીરી કહે છે વાલા,
તેજમાં તેજ સમાઉ....અંતરીયામાં.

# ૪૦. ભજન

(રાગ : રાખનાં રમકડાં)

પ્રેમને જગાડવા, જગાડવા, ચિત્ત સતગુરુ ચરણે ધરીયે રે
દુનિયા કેરો ભાવ તજી દઈ, આદિત્યમાં ભરીયે....ટેક.
ઇંગલા પીંગલા સિદ્ધ કરીને, સુષ્મણામાં ફરીયે (૨)
નાભિ કમલથી નાવ ફેકીને, મહાસાગરમાં ભરીયે રે..પ્રેમ.
ઓહંગ સોહંગનો તાલ કરીને, મનને મેળામાં કરીયે (૨)
સુરતા શબ્દમાં ફેંકી દઈને, વિઠ્ઠલ વરને વરીયે રે..પ્રેમ.
અખંડ ખુમારી ચડી ગગનમાં, પાણી સાથે ગરીયે (૨)
નામ રૂપનો નાશ કરીને, અખંડ જ્યોતુંને ધરીયે રે..પ્રેમ.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, દુરીજનથી કેમ ડરીયે (૨)
જ્યોતિમાં એક જ્યોત કરીને, આનંદ આનંદ કરીયે રે..પ્રેમ.

# ૪૧. ભજન

(રાગ : ઉપરનો)

લાયને બુઝાવવા, બુઝાવવા, તમે સતગુરુ પાસે ધાઓ
માન બડાઈ ને ઈર્ષા મૂકી, સત્યનાં બીજને વાવો રે.. ટેક
કામ ક્રોધ મદ લોભ મૂકીને, સંત ચરણમાં જાવો (૨)
દુનિયા કેરો ભાવ તજી દઈ, અંતર ઊલટ લાવો રે...લાયને,
મારું તારું મૂકી દઈને, મૂકો મનના ભાવો (૨)
અંતઃકરણને શુદ્ધ કરીને, હરિના ગુણને ગાવો રે...લાયને.
સંત સમાગમ ધમણ ચલાવી, મન માયલાને તાવો (૨)
અરસપરસ જો તાર મલે તો, જરૂર તમે ફાવો રે...લાયને.
ગુરૂ પ્રતાપે બાલગીરી કહે છે, મનથી ધારો માવો (૨)
મનુષ દેહ ફરી નહીં આવે, લઈ લ્યો તમે લાવો રે...લાયને.

# ૪૨. ભજન

(રાગ : ઉપરનો)

સત્યના મેદાનમાં, મેદાનમાં, કોઈ સુરા નર તો ચડે રે,
કામ નહીં કાયરનું તેનાં, પગલાં પાછાં પડે રે. ટેક.
ક્ષમા દયાની ઢાલ ઉપાડો, સુરતાને જગાડો (૨)
ધ્યાન કરીને ફેંકો ગોળી, સુન શિખર પર ચડે રે...સત્ય.
આશા તૃષ્ણા લય કરીને, પ્રેમની કુદડી ફરીયે (૨)
શીલ સંતોષનો અણુબોંબ ફેંકો, દુશ્મન કેમ નડે રે...સત્ય.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, મનને મારો વેગે (૨)
નજર કરીને નીરખી લ્યો તો, સાચો હીરલો જડે રે...સત્ય.

# ૪૩. ભજન

(રાગ : ઉપરનો)

ભાવને પલટાવવા, પલટાવવા, તમે વેદશાસ્ત્રને જાણો રે,
મહા પુરુષનો સાથ લઈને, અમૃત રસને માણો રે.. ટેક.
સત્યનું તો જ્ઞાન કરીને, અટકાવો જમ બાણો (૨)
અરસપરસ એક કરીને, છૂટી જાવ આ ઘાણો રે..ભાવ.
નાત જાત કે સગાસંબંધી, ભલે હોય ભાઈ કે ભાણો (૨)
એક દિવસ અળગો કરશે, ઘઉંમાંથી જેમ પાણી રે..ભાવ.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, સમજો ચતુર સુજાણો (૨)
ગુચાણાં પછી નહીં નીકળે, સુતરનો જેમ તાણો રે...ભાવ.

# ૪૪. ભજન

(રાગ : ભગતિ કેરો મારગ)

ઝબકીને જરા જાગો રે, અણમૂલ આયુષ જાય છે રે હાં,
ફરી ફરી નહીં આવે, હાથ રે હાં...હાં...હાં..ઝબકીને.
મેડી ને મંદિર સર્વ, તારાં અહીં છે રે...હાં,
ભજો ભજો કાંઈ ભાવ ધરી, ઘનશ્યામ રે હાં હાં હાં..ઝબકીને.
જમડા તો ઘૂમે પકડવા કારમા રે...હાં,
ધારો ધારો ને કાંઈ ભજનરૂપી, હથિયાર રે હાં હાં..ઝબકીને.
પારસમણિ મૂકી પથરા કેમ મૂલવો રે.. હાં,
નીરખો નીરખો આત્મા, એક જ્યોત રે હાં હાં..ઝબકીને
ગુરુના પ્રતાપે બાલગીરીજી બોલ્યા રે...હાં,
જુઓ જુઓ જ્યોતમાં, એક જ્યોત રે હાં હાં હાં..ઝબકીને.

# ૪૫. ભજન

(રાગ : ઉપરનો)

જન્મીને શું કર્યું રે, અંતરમાં વિચારજો રે હાં,
કે ખાધું પીધું ને સૂતા સાંજ, સવાર રે હાં હાં હાં...જન્મીને.
બાલપણું ચાલ્યું રે, જુવાની તો જાય છે રે હાં,
બૂઢા પણમાં ગુણ નહી, ગવાય રે હાં હાં હાં...જન્મીને.
આંખને ઉઘાડો રે, અણમૂલ આયુષ જાય છે રે હાં,
ઝડપ લઈને ઝડપી લેશે, કાળ રે હાં હાં હાં....જન્મીને.
રામને રટજો રે, પ્રેમ લાવી ઉરમાં રે હાં,
નહીં ભજો તો ખાશો જમના, માર રે હાં હાં હાં...જન્મીને.
ગુરૂના પ્રતાપે રે, બાલગીરીજી બોલ્યા રે હાં,
જન્મ પદારથ સુધારો, આ વાર રે હાં હાં હાં...જન્મીને.

# ૪૬. ભજન

(રાગ : ઉપરનો)

રમવાને તો આવો રે, જ્યોતિ મારે આંગણે રે હાં,
પીવો પીવો ને કંઈ, પ્રેમતણા પીયાજ રે હાં હાં...રમવાને.
જ્યોતીને અંજવાળે રે, આપણે સૌ રમીયે રે હાં,
રમતાં રમતાં આવે, આનંદ અપાર રે હાં હાં હાં...રમવાને.
જ્યોતિના પ્રકાશે રે, જગત આ જણાય છે રે હાં,
જાઓ જાઓને કંઈ, જગત જ્યોતિ માંય રે હાં...રમવાને.
પ્રેમ પુષ્પ લઈને રે, જ્યોતિને વધાવીયે રે હાં,
ઓહંગ સોહંગની, કરી લોને પુજાય રે હાં હાં હાં...રમવાને.
ગુરૂના પ્રતાપે રે, બાલગીરીજી બોલ્યા રે હાં,
મીલાવો મિલાવો જ્યોતિમાં, એક જ્યોત રે હાં હાં...રમવાને.

# ૪૭. ભજન

(રાગ : ઉપરનો)

આટલો સંદેશો રે, મારા ગુરૂજીને આપજો રે હાં,
બુડે બુડે કાંઈ, સેવકોનાં નાવ રે હાં હાં હાં...આટલો.
ગુરૂજીના કારણે રે, ફકીરી તો પેરીયું રે હાં,
લાગ્યો લાગ્યો રે કાંઈ, ગુરૂચરણમાં નેડો રે હાં...આટલો.
મન મારૂ મોયું રે, ગુરૂજીનાં નામમાં રે હાં,
લાગ્યો લાગ્યો કંઈ, સંસાર બધો ખારો રે હાં...આટલો.
મધદરિયામાં રે, વહાણ લાગ્યાં બુડવા રે હાં,
આવી આવીને નાંગરોને, વહાણ રે હાં...આટલો.
ગુરૂના પ્રતાપે રે, બાલગીરીજી બોલ્યા રે હાં,
તારો તારોને કંઈ, અનાથ કેરા નાથ રે હાં...આટલો.

# ૪૮. ભજન

(રાગ : ઉપરનો)

ખેંચીને માર્યું મુને તીર રે, ઘવાણું દિલડું મારૂ, હોજી.
દિલડું ઘવાણું મારૂ, ખૂલી ગયું તાળું,
ઘણા દિવસથી ભીડાણું રે, ભરાણું આજ અંજવાળું હોજી.
મનડાને મારૂ તિમિરને ટાળું,
પછીથી કાંઈ નવ બોલાણું રે, ભારૂ એક રૂપ માયરૂ હોજી.
આનંદ માણું, ક્યાં જઈ વખાણું,
તેજમાં તેજ જઈ સમાણું રે, ઉભરાણું દિલડું મારૂ, હોજી.
બાલગીરી કહે છે તારામાં રહે છે,
લગડીથી બનેલું ઘરાણું રે, સાચું માની મેં ધારૂ હોજી.

# ૪૯. ભજન

(રાગ : ઉપરનો)

નોખા નોખા રૂપમાં દીઠી રે, કાનુડા તારી મુરતિ હોજી.
મનડું રે મોયું મારૂ રૂપ જોયું તારૂ,
સંસારીયું થયું ખારૂ રે, ચડી મારી સુરતી હોજી.
સર્વ થર ભારું, દરેકથી ન્યારૂ,
વખાણ કરતાં હું હારૂ રે, ખાલી નહીં નૂરથી રે હોજી.
ઝીણામાં ઝીણું, ક્યાં જઈ વીણું,
ઝાઝું શું કહ્યું હું વારૂ રે, ગોતો સંત હજૂરથી હોજી.
બાલગીરી કહે છે, તારામાં રહે છે,
રૂપ મારૂ બન્યું છે ત્યારૂ રે, જો જો પ્રેમનાં પૂરથી હોજી.

# ૫૦. ભજન

(રાગ : જેસલ કરી લે વિચાર)

હેજી મનવા માયાને મેલ, આ તો જૂઠા બધા ખેલ,
સંસારરૂપી છે રે જેલ, તેથી ષડરિપુને ઠેલ,
જાવો રે ગુરુનાં ચરણે હોજી હેજી.
હેજી જ્ઞાન કુંચી કરી લે હાથ, પછી કોની તારે આશ,
પ્રેમ રસ લઈ લેને સાથ, હરિ ભજનને કાજ,
લાવો જરણાયું ઘરમાં હોજી હેજી.
હેજી ગુરુને ગોવિંદ કરીને જાણ, બ્રહ્મ રૂપમાં જઈ માણ,
નામનો કરી નાખ ઘાણ, નોખા મત નવ તાણ,
જાણો રે બ્રહ્મરસ એક છે હોજી હેજી.
હેજી આ પાંચ તત્વ છે એક, સૌમાં બિરાજે અલેખ,
તેમાં નહી મીન કે મેખ, તત્વ મસિયે જઈ પેખ,
બાલગીરીજી એમ ગાય છે હોજી હેજી.

# ૫૧. ભજન

(રાગ : ઉપરનો)

હેજી સમજુ સમજી લોને આજ, આયુષ એળે તો જાય,
ઘડીપલ ભજીલોને રામ, તેથી પસ્તાવો નવ થાય,
આવેલ લાવ લીજીયે હોજી હેજી.
હેજી મોહ મમતાને વાર, તારે જાવું હરિને દુવાર,
ત્યાં તુંને જમ દેશે માર, તારો નહીં રે ઈતબાર,
ભજીલે ઘનશ્યામને હોજી હેજી.
હેજી ઘરબાર મૂકીને તું જઈશ, પછી સગું કોને કહીશ,
સાથે શું રે લઈને જઈને, ત્યાં તું શું જઈને કહીશ,
સમજી લે તું મનથી રે હોજી હેજી.
હેજી સંતને સેવી લે તું આજ, હરિ ભજવાને કાજ,
મૂકી દે લોકો કેરી લાજ, તેથી તરે તારા જાદ,
બાલગીરીજી એમ ગાય છે હોજી હેજી.

# ૫૨. ભજન

(રાગ : હીંચ)

ભાવથી ભજી લો હો ઉંમર જાય છે,
રામને રટી લો તો ઉંમર જાય છે...ટેક.
મેડી મંદિર ને માળીયા રે બાંધ્યા, ભાતભાતનાં ભોજન ખાધાં,
જુઓ તમે નજરે હો, કોણ અહીં રહેશે....ભાવથી.
માતાપિતા ને ભાઈ ને ભગની, સાચી પ્રીતિ તો નથી આ જગની,
સમજીલોને મનથી હો, નક્કી આ જેલ છે....ભાવથી.
જ્ઞાન ગરીબી રૂદિયામાં રાખો, દુનિયાનો ભાવ કાઢી રે નાખો,
જાણી લોને આત્મા હો, અનાદિ એક છે....ભાવથી.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, લાખેણું ટાણું અલેખે જાય છે,
તોળી જોને ત્રાજવે હો, ખોટ ક્યાં જાય છે....ભાવથી.

# ૫૩. ભજન

(રાગ : ઉપરનો)

માયાને ત્યજવા હો જાગો મારા વિરલા,
હરિને ભજવા હો જાગો મારા વિરલા....ટેક.
માયા કેરી શેરીએ કાંટા ઘણાં છે, સત્યના રસ્તે હીરલા ઘણાં છે,
વિવેકથી વીણીએ હો, અણમૂલ હીરલા...હરિને.
માયા કેરી શેરીએ ઘોર અંધારું, સત્યના રસ્તે દીપક અજવાળું,
દીનતા શ્રદ્ધાથી હો, વીણીએ અમે હીરલા...હરિને.
માયા કેરી શેરીએ બળે છે અગ્નિ, સત્યના રસ્તે લાગી છે લગની,
અખૂટ પ્રેમથી હો, વીણીએ અમે હીરલા....હરિને.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, માયા કેરી તો ફજેતી થાય છે,
સંત ચરણમાં હો, લઈએ અમે હીરલા...હરિને.

# ૫૪. ભજન

(રાગ : ઉપરનો)

હું તો મારી આંખુથી જોઈ લું હો, તેજોમય પાંખડી.
હું તો મારી કીકીથી જોઈ લું હો, તેજોમય પાંખડી ટેક.
સર્વ દિશાયે મારું રૂપ નિહાળીયું, સંસારીયાનું દુઃખ વિહારીયું.
આનંદ આનંદમાં હો, વીતે દિન રાતડી...હું તો.
કુટુંબ કબીલા ભાઈ ને ભગિની, ખોટી લાગે છે પ્રિત આ જગની.
સ્વાર્થથી બંધાણી હો, માતાની પ્રિતડી... હું તો.
દ્વૈતને ભૂલી અદ્વૈત ભાળીયું, સાચે સાચું તો આજે નિહાળીયું.
ગુરુજીએ સમજાવી હો, ઈશારે વાતડી....હું તો.
ગુરુ પ્રતાપે બાલગીરી કહે છે, બ્રહ્મ સ્વરૂપનો આનંદ થાય છે.
પ્રેમથી હરખાવો હો, કાયમ આંખડી....હું તો.

# ૫૫. ભજન

(રાગ : ઉપરનો)

હું તો હવે નહીં પડું હો, માયા તારી જાળમાં,
હું તો હવે નહીં પડું હો, માયા તારી જાળમાં....ટેક.
જ્ઞાન આપીને રસ્તો બતાયો, કાંટા કેરો મારગ વીતાવ્યો,
જળહળ જ્યોતિ હો, દીધી મારા હાથમાં....હું તો.
સત્યના રસ્તે જોયા મેં હીરા, પ્રેમ ને શ્રદ્ધાએ તેને મેં વીણ્યા,
જોઈ જોઈ વીણ્યા હો, અંધારી રાતમાં... હું તો.
ગુરૂ ગોવિંદને એકરૂપ જાણો, ભેદભાવ કંઈ મન નવ આણો,
કરી લોને તમે હો, એકરૂપ આતમાં..હું તો.
ગુરુ પ્રતાપે બાલગીરી ગાય છે, વાસીદામાં સાંબેલું જાય છે,
મને એવું જણાયું હો, સર્વ જગ બ્રહ્મમાં... હું તો.

# ૫૬. ભજન

(રાગ : ઉપરનો)

પૂજે સતગુરુનાં પાંવ, પ્રેમ લાવી લાવી ને,
પૂજો સતગુરુનાં પાંવ, પ્રેમ લાવી લાવી ને...ટેક.
રોજ સંત સમાગમ કરો, જઈને વિઠ્ઠલ વરને વરો,
જઈ જ્ઞાન ગંગામાં નાવ, પ્રેમ લાવી લાવીને....પૂજો.
લઈ લો સતગુરુની શાન આવે સત્યની ભાન,
મુકો માયા કેરો દાવ, પ્રેમ લાવી લાવીને પૂજો.
જાય છે આયુષ એકદમ કરો મનડું મક્કમ,
હરિના ગુણ રોજ ગાવ, પ્રેમ લાવી લાવીને....પૂજો.
કહે છે બાલગીરી આજ કરો ઉજ્જવળ રૂડાકાજ,
ખાલી આયુષ નવ ગુમાવ, પ્રેમ લાવી લાવીને...પૂજો.

# ૫૭. ભજન

(રાગ : ચડતી પડતીના ચમકાર)

ભજી લો ભાવ ધરી ભગવાન, આયુષ ચાલ્યું જાય છે.
જપી લ્યો હેત ધરી ઘનશ્યામ, આયુષ ચાલ્યું જાય છે.
પગલાં ડરી ડરીને માંડો, આગલાં ભાતાં તમે બાંધો,
જોઈ લો જન્મ્યા તે તો જાય, આયુષ ચાલ્યું જાય છે.
જગડા જ્ઞાન કરી ને કાઢો, આત્મા એક કરીને માનો,
જોઈ લો જ્યોત જલે દેહ માંય, આયુષ ચાલ્યું જાય છે.
મોહ મમતાને તમે બાંધો, ભેદ ભાવ તમામ કાઢો,
જોઈ લો સર્વેમાં કિરતાર, આયુષ ચાલ્યું જાય છે.
જગતને મિથ્યા કરીને જાણો, બ્રહ્મ સાચું છે તે માણો,
કહે છે બાલગીરી સમજી જાવ, આયુષ ચાલ્યું જાય છે.

# ૫૮. ભજન

(રાગ : ઉપરનો)

થઈ જાવ કમર કસી તૈયાર, યુદ્ધે જાવાને તો કાજ.
બાંધી હથિયાર તમામ, યુદ્ધે જાવાને તો કાજ.
દયાની ઢાલ કરીને રાખો, ક્ષમાની તલવારને બાંધો.
ભજનનાં કરી લોને અવાજ, યુદ્ધે જાવાને તો કાજ
પરથમ મન રાજાને બાંધો, પછી કામ ક્રોધને કાઢો,
છેદી નાખો મોહ ને માન, યુદ્ધે જાવાને તો કાજ
રાજા કાળ પડ્યો છે વાંસે, તમને પકડવાને માટે,
માટે પ્રભુ ભજીલોને આજ, યુદ્ધે જાવાને તો કાજ
હૃદયમાં બેસાડી દો રામ, તેથી તરે તમારા જાદ,
કહે છે બાલગીરી ભણ કાર, યુદ્ધે જાવાને તો કાજ

# ૫૯. ભજન

(રાગ : ઉપરનો)

મોતી પડ્યાં છે મેદાન, સુરા વીણી જાવે છે,
હીરલા પડ્યા છે મેદાન, સુરા વીણી જાવે છે.
એની કિંમતનો નહી પાર, કાયર જાણે નહીં લગાર,
એ તો ચોળે આવું કાન, સુરા વીણી જાવે છે.
એ તો મળે નહી બજાર, કાયર પામે નહી પાર,
એને આવે મોહ ને માન, સુરા વીણી જાવે છે.
એને જાણે વિરલા કોક, કાયર તાણે ખાલી બોખ,
એ તો છે રે હેવાન, સુરા વીણી જાવે છે.
કહે છે બાલગીરીજી વાણ, જરા જાગીને તું જાણ,
એક દિન જાશે તારો જાન, સુરા વીણી જાવે છે

# ૬૦. ભજન

(રાગ : ઘરમાં નહોતું નાણું)

સુરતા મારી ચાલી જઈ, અમરાપુરમાં માલી,
મારા સજનો, સમજો તો, એમાં સાર છે..ટેક.
ગુરુએ આપી પીયાલી, સંસાર જણાયો ખાલી,
મારા સજનો, સમજો તો, એમાં સાર છે. સુરતા.
તુરત લાગી મને તાલી, માયા તો ઝટપટ ચાલી,
મારા સજનો, સમજો તો, એમાં સાર છે.. સુરતા.
તુને કંચન કામિની વાલી, કાઢે નનામી ઠાલી,
મારા સજનો, સમજો તો, એમાં સાર છે.. સુરતા.
બાલગીરી કે હાથ જાલી, હવે વાતુ મુકો ખાલી,
મારા સજનો, સમજો તો, એમાં સાર છે. સુરતા

# ૬૧. ભજન

(રાગ : ઉપરનો)

મેં તો સત્‌ગુરુ જ્ઞાન ભણીયું, માયાનું ઉખડ્યું ખણીયું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે....ટેક.
તુરત ષડરીપુ વણીયું, અમૃતનું ડુંડું લણીયું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે.. મેં તો.
મેં તો વચન ઉપરથી ચણીયું, આ ફુટી આવી મણીયું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે.. મેં તો.
જ્યારે ઓઢયું જ્ઞાન શણીયું, ત્યારે માયા લાકડું તણીયું,
તે મારા સજનો, સમજો તો એમાં સાર છે. મેં તો.
બાલગીરી કે સાચું ગણીયું, મનને આજે હણીયું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે.. મેં તો.

# ૬૨. ભજન

(રાગ : ઉપરનો)

અણમૂલ આયુષ ચાલ્યુ, હવે નહી રહે રે ઝાલ્યુ.
મારા સજનો, સમજો તો એમાં સાર છે...ટેક.
ઘણા દિવસ એ ફાલ્યુ, રાત દિવસ એ માલ્યું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે. અણમૂલ.
મનડું બહુ રે ફાટ્યુ, અમૃતળને કાઢ્યું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે. અણમૂલ.
ચિંતન જ્યારે ચાંપ્યું, ત્યારે અમરળ ચાખ્યું,
મારા સજનો, સમજો તો એમાં સાર છે.. અણમૂલ.
બાલગીરી કે આ લાટીયું, આજ તો માપીયુ,
મારા સજનો, સમજો તો એમાં સાર છે.. અણમૂલ.

# ૬૩. ભજન

(રાગ : ઉપરનો)

જ્ઞાન ગાડી આવી, અણમૂલ માલ લાવી,
મારા સજનો, સમજો તો એમાં સાર છે...ટેક.
ગુરૂએ દીધી ચાવી, ત્યારે નાદની વાગી પાવી,
મારા સજનો, સમજો તો એમાં સાર છે. જ્ઞાન.
સુરતા ટિકીટ લાવી, બેસો આસન બિછાવી.
મારા સજનો, સમજો તો એમાં સાર છે...જ્ઞાન.
લીલી ઝંડી બતાવી, હેતે હરિગુણ ગાવી,
મારા સજનો, સમજો તો એમાં સાર છે...જ્ઞાન.
બાલગિરી કે સમજાવી, અમરાપુરમાં જાવી,
મારા સજનો, સમજો તો એમાં સાર છે....જ્ઞાન.

# ૬૪. ભજન

(રાગ : કીધી મને ઘેલી)

જાગી હું તો મોડી વાલા, જાગી હું તો મોડી રે,
પીયુજી સંતાણા પછી, જાગી હુ તો મોડી રે..ટેક.
ગોતવાને નીકળી હું તો, ઘોડા બે રે જોડી વાલા,
પીયુજી પૂર્વમાં અને, પશ્ચિમ દોડી રે...પીયુજી.
પાણીમાં જોવાને ચાલી, સાથે લઈને હોડી વાલા,
પીયુજી ન મળ્યા પણ મેં તો, ખોઈ નાખી હોડી...પીયુજી.
વેરાગણ બની ને ચાલી, સાથે લીધી નહીં કોડી,
પીયુજી મલ્યા નહી ને, આંખ નાખી ફાડી...પીયુજી.
બાલગિરી કહે છે, કર બે રે જોડી વાલા,
પીયુજી સંતાણા પડદે, પડદો નાખ તોડી રે.....પીયુજી.

# ૬૫. ભજન

(રાગ : ઉપરનો)

કોઈ નથી વેરી તારૂં, કોઈ નથી વેરી રે,
ષડરીપુ મુકી દો તો, કોઈ નથી વેરી રે...ટેક.
સર્વ દિશાચે જોઈ લે, મુર્તિ છે તારી વાલા,
ભ્રાંતિ મુકી દે તો, આવે તેને લેરી રે...ષડરીપુ.
જ્ઞાન કવચ તમે, લીયોને પહેરી વાલા,
ઓહંગ સોહંગની, નાખો રોજ ફેરી રે..ષડરીપુ.
ધ્યાન કરીને તમે, વારી નાખો શેરી વાલા,
ડાપણ મુકી માયા, નાખો ખંખેરી રે....ષડરીપુ.
બાલગીરી કહે છે, ઘોળ સાખ કેરી વાલા,
સતગુરૂ વચને, રહી જાને ડેરી રે...ષડરીપુ.

# ૬૬. ભજન

(રાગ : ઉપરનો)

લાગી મને તાલી વાલા, લાગી મને તાલી રે,
ગુરુજીનાં વચને આજે, લાગી મને તાલી...ટેક.
સુરતા ચડી રે મારી, અમરાપુર માલી વાલા,
જઈને લગાવી મેં તો, તુરીયામાં તાલી રે...ગુરૂજીનાં.
હદ મુકી ને હું તો, બે હદમાં માલી વાલા,
વિવેક કરીને મેં તો, ગોતી લીધી લાલી રે... ગુરૂજીનાં.
આ રે વિશ્વમાં રે, નથી કોઈ જગા ખાલી વાલા,
નિજ સ્વરૂપે જોતાં, ભ્રાંતિ મારી હાલી રે...ગુરૂજીનાં.
બાલગીરીજી કે છે, વાડી આ તો ફાલી વાલા,
માળી બેઠો તેને રહ્યો છે સંભાળી....ગુરૂજીના.

# ૬૭. ભજન

(રાગ : ઉપરનો)

બની હું તો ચેલી વાલા, બની હું તો ચલી રે,
મહા રે પુરૂષની હું તો, બની ગઈ ચેલી રે..ટેક.
મોટા મોટા ભૂપને રે, ઉપડાવું હેલી વાલા,
નાચ નચાવું પછી, દઉં તેને મેલી રે....મહા.
દેખાડું કેટલાક નરને રે, ચડાવ્યા હવેલી વાલા,
હવેલી મુકાવી એને, કરી નાખ્યા જેલી રે...મહા.
રાજા કે રંકને હું, દઉં છું ધકેલી વાલા,
લલચાવી મારૂં પણ, રહું છું અકેલી રે.મહા.
બાલગીરી કહે છે, ગુરૂ મારા બેલી વાલા,
આપી અને તો આજે, પારસની થેલી રે..મહા.

# ૬૮. ભજન

(રાગ : ગઝલ)

નિહાળું એક રૂપ મારૂ, ભૂલાયુ માયાનું બારૂ...ટેક.
હિમાળે મનને ગાળુ, ઉઘાડું હદયનું તાળુ,
હવે હું દૈત્ય નવ ભાળુ, ભરાણું સબ અંજવાળુ....નિહાળુ.
નથી કંઈ મારૂં કે તારૂ, નિજ રૂપ એક મેં ધારૂ,
કઢાવી મને વરઝારૂ, બંધાવી ચંદન પાળુ....નિહાળુ.
ભરાવી મોટી તો ફાળુ, ઉતારી ડુંગરાની ધારૂ,
ટાળું અંધારૂં મેં કાળુ, નયનમાં કંઈક મેં ભાળુ...નિહાળુ.
ગુરૂનુ રૂપ તો નિહાળુ, હ્રદયથી કેમ વિસારૂ,
કહે છે બાલગીરીજી સારૂ, જવાનું આજ પરબારૂ...નિહાળુ.

# ૬૯, ભજન

(રાગ : ઉપરનો)

બની પાગલ સબ દુનિયા, અમીરી જોઈ હસ્તી હૈ... ટેક.
જવાનું છોડી સબ દુનિયા, વિચારી જોને તું મનમાં,
રહા નહી કોઈ આ જગમેં, વિચારો એ સબ પસ્તી હૈ..બની.
ચણાવ્યા મોટા તો બંગલા, ઢળાવ્યા કાચ તો ઘરમેં,
ન જોયું પાછળ તો તેને, કાયાની ભીંત ખસતી છે...બની.
રટી લે રામ રાત દિવસે, ભરી દે વૈરાગ્ય તો દિલમેં,
જોઈ લે આ તો ભ્રાંતી છે, માયાની એજ મસ્તી હે...બની.
પૂજી લો પાવ ગરૂજીકા, બતાવે નિજ રૂપ તમને,
કહે છે બાલગીરીજી તમને આતો દેવ સૃષ્ટિ છે....બની.

# ૭૦. ભજન

(રાગ : ઉપરનો)

જરા તું દેખ દેહી બાગમેં. કુંપળીયું તો કરમાતી હૈ....ટેક.
ફુલાણો બાગ તો જોઈ, પસ્તાણો ખોટાં બીજ બોઈ,
લગાડ હાથ છાતી પર તારો, છાતી તો ડર ખાતી હૈ...જરા.
સુકાણો બાગ હવે તારો, રહ્યો છે હાડકા માળો,
છોડી દે ષડવિકારો, સનાયું તો શરમાતી હૈ... જરા.
ઉલાળો આ હવે છેલ્લો, ભજીને આવી જા પેલો,
મુકી દે માળીયા મહેલો, આયુષ ચલ જાતી હૈ....જરા.
ગુરૂનાં ચરણે રહે, નિજ જ્ઞાન તું લહે,
બાલગીરીજી કહે, અહીં તો એક જાતી હૈ..જરા.

# ૭૧. ભજન

(રાગ : ગઝલ)

ગગનમાં નોબતું વાગી, સુતેલી નાગણી જાગી....ગગનમાં.
ભરાણી જળહળ જ્યોતિ, માયાને ભાળી મેં રોતી
ગુરૂની ગમ મને લાગી, સુતેલી નાગણી જાગી....ગગનમાં.
સમાણી વૃત્તિ સૌ સાથે, આવી તેડી લીધો નાથે
ભવની ભાવટું ભાંગી, સુતેલી નાગણી જાગી....ગગનમાં.
તમાસા તત્વ ના જોયાં, જગતનાં બીજને ખોયાં
હડસેલી વૃત્તિ જે રાગી, સુતેલી નાગણી જાગી...ગગનમાં.
કહે છે બાલગીરી સ્વામી, વાસનાયુ મારી વામી
ગુરૂના ચરણે ત્યાગી, સુતેલી નાગણી જાગી...ગગનમાં.

# ૭૨. ભજન

(રાગ : હરિને ભજતાં)

નટે રમત માંડી આજ, રૂડા મારા ચોકમાં રે,
સાથે આવી નટડી ચકોર, રૂડા મારા ચોકમાં રે..ટેક.
ઓહંગ સોહંગના આજ, રોણા બે થાંભલા રે,
સુરતાનો બાંધ્યો છે દોર, રૂડા મારા ચોકમાં રે.
જુઓ શાસ્ત્ર રૂપી આજ, ઝાંઝ વગાડતા રે,
જ્ઞાન રૂપી ખીલે મોર, રૂડા મારા ચોકમાં રે.
નટને જોવું છે રે આજ, પ્રભુના ધામમાં રે,
વચમાં ઘણા વસે ચોર, રૂડા મારા ચોકમાં રે.
ગુરૂના પ્રતાપે આજ, બાલગીરી બોલ્યા રે,
રાખજો ધ્યાનનું બહુ જોર, રૂડા મારા ચોકમાં રે.

# ૭૩. ભજન

(રાગ : ઉપરનો)

પોપટ ઊડતો આજે ઝર, જોવાને રે આવ્યો રે,
એને બંધાતાં નવ લાગી વાર, જોવાને રે આવ્યો રે.. ટેક.
તેને પાંજરે પુરીને આજ, બહુ તો તાવ્યો રે,
તેને ખાવા આપે ખોરી જાર, જોવાને રે આવ્યો રે.
તેને મળ્યા ગુરૂજી આજ, તુરત એ ફાવ્યો રે,
એને છોડાવતાં ન લાગી વાર, જોવાને રે આવ્યો રે.
એને આપી દીધી આજ, ગુરૂજીએ ચાવિયો રે,
હવે લાગે નહી જમનો માર, જોવાને રે આવ્યો રે.
બાલગીરીજી કે છે આજ,ફેરો પાછો નાવ્યો રે,
ઉતાર્યો ગુરૂજીએ સઘળો ભાર, જોવાને રે આવ્યો રે.

# ૭૪. ભજન

(રાગ : નાવડી તેરી તરે)

દેહી તેરી પડે જીવલડા, દેહી તેરી પડે,
નહી ભરોસો લગાર આ તો, દેહી તેરી પડે. ટેક.
સત્યને સંભાર જીવલડા, ખોટે કેમ ચડે,
નહી આવે લગાર સાથે, બાથુ શીદને ભરે...દેહી.
પ્રભુ ભજન કર જીવલડા, જમડા ઘાટ ઘડે,
ક્યારે પકડશે કાળમાં ને, ખબર નહીં રે પડે....દેહી.
અમુલ્ય હીરો જડ્યો જીવલડા, પારખે ખબર પડે,
વિના પારખ તો ખોવાઇ જાશે, નજરે નહી ચડે...દેહી.
સાચા હૃદયથી ખોળ જીવલડા, સંત સુજાણ જડે,
ગુરૂ પ્રતાપે બાલગીરી કહે છે, આવી જા મુળ થડે...દેહી.

## ૭૫. ભજન

(રાગ : ઉપરનો)

અખંડ જ્યોતિ બળે હરિજનો, અખંડ જ્યોતિ બળે,
નવ ખંડમાં જુઓ તપાસી, અખંડ જ્યોતિ બળે....ટેક
ઈ રે જ્યોતિ પ્રકાશથી, ચંદ્ર સૂર્ય ,
નિયમસર નવલખ તારા, પરકમ્મા રોજ ફરે....અખંડ.
ઈ રે જ્યોતિને સૌ આરાધે, ઋષિઓ ધ્યાન ધરે,
ઈ રે જ્યોતિનું ધ્યાન લગાડી, સંસાર પાર તરે....અખંડ.
ઈ રે જ્યોતિના પ્રકાશથી, શેષ ભાર ધરે,
યમરાજાનું જોર ન ચાલે, કાળ પણ ડરે....અખંડ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, સુરા આમાં તરે,
કાયર નરને ગમ નવ પડે, અવળા ભાલે ભરે....અખંડ.

## ૭૬. ભજન

(રાગ : ઉપરનો)

જ્ઞાન રવાયો ફરે હરીજનો, જ્ઞાન રવાયો ફરે,
સંસાર રૂપી છાશ માંહે, જ્ઞાન રવાયો ફરે...ટેક.
સત્‌ગુરૂ ગમની ગોળી બનાવી, વૈરાગ્ય માહીં ભરે,
વિવેક રૂપી વાહ કરીને, વિશ્વાસ માહીં ધરે....જ્ઞાન.
ઓહંગ સોહંગનાં નેત્રા કરીને, પ્રેમ કુદરડી ફરે,
સુરતાથી ખુબ હલાવે, માખણ પિંડો તરે....જ્ઞાન.
બ્રહ્મ અગ્નિમાં મૂકે તપાવા, તત્વ તરત તરે,
અખંડ જ્યોતિ પ્રગટાવે તબ, જમનો સંગ ડરે....જ્ઞાન.
પ્રેમીજન તો આવે લેવા, આનંદ ઉર ભરે,
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, ફેરો તેનો હરે....જ્ઞાન.

## ૭૭. ભજન

(રાગ : ઉપરનો)

આવશે જરા ચડી જીવલડા, આવશે જરા ચડી,
નહી ભજાય ભગવંત પછી, આવશે જરા ચડી....ટેક.
કાયા સમજાવે તુંને જીવલડા, ચેત આ રે ઘડી,
નહી ચાલે પછી હાથ પગ ને, ખાલી જાશે ચડી આવશે.
હાથ પગ તો કંપશે જીવલડા, માળા જાશે પડી,
નહી ચાલે જીભાન લવો, દાંત જાશે સડી....આવશે.
માથામાં તો કંપવા છૂટશે, આંખું જાશે બીડી,
કફ પિત્ત તુંને ઘેરી લેશે, બુદ્ધિ માટે કાઢે હડી....આવશે.
અણમૂલ આયુષ સેજે મલી છે, પાડો રામ ઝડી,
ગુરૂચરણમાં બાલગીરી કે છે, અમૂલ્ય તક આ જડી....આવશે.

# ૭૮, ભજન

(રાગ : લાખા લોયણનો)

જીરે ભગતો દિલને તમે, દરિયો બનાવો જી હો હો જી,
સુરતા રૂપી નાવને હાંકો હા.
જીરે ભગતો ઓહંગ સોહંગનુ, સઢ ચડાવો જી હો હો જી,
સુષ્મણામાં નજરૂ નાખો હા.
જીરે ભગતો ઈ રે દરિયાના, મગરને હટાવો જી હો હો જી,
અને જોર ધ્યાનનું રાખો હાં
જીરે ભગતો સંકલ્પના તમે, મોજાં સમાવો જી હો હો જી,
તમે ભરેલ પ્રેમરસ ચાખો હા.
જીરે ભગતો ગુરૂના પ્રતાપે, બાલગીરીજી કે છે હો હો જી,
તમે દ્રઢ કરીને વસ્તુ ભાખો હા.

# ૭૯. ભજન

(રાગ : ઉપરનો)

જીરે ભગતો આ રે અવસરીયે, ખેતરે ખેડાવો જી હો હો જી,
તમે કુબુદ્ધિ ધરોને ઝટ કાઢો હાં.
જીરે ભગતો સુષ્મણાનું તમે, ઓયણી પુરાવો છે હો હો જી,
સત્ રૂપી બીજને વાવો હા.
જીરે ભગતો ધર્મરૂપી, ફરતી વાડ છોપાવો જ હો જી.
વિવેકને રે ટોવા રાખો હાં.
જીરે ભગતો વચન લઈને, તમે મોલને વધાવો જી હો હો જી,
પછી હીરલા વીણી વીણી થાકો હા
જીરે ભગતો ગુરૂના પ્રતાપે, બાલગીરી કે છે હો હો જી,
પછી પ્રેમથી બેઠા બેઠા ફાકો હા.

# ૮૦. ભજન

(રાગ : પ્રભાતિયું)

તલ રે જેટલું તારૂં નથી, ભજી લે તું સીતાપતિ,
મેડી મંદિર કે માલખજાના, સાથે નહીં આવે એક રતી.....ટેક.
કુટુંબકબીલો ભાઈ કે ભગિની, રહ્યો તું રચીપચી,
અંત સમયમાં અળગો કરે, શું થાશે તારી ગતિ....તલ.
પાપ કરતાં પાછો ન પડતો, નજર તારી ત્યાં હતી,
માન મૂકીને સમરો માવા, ઉંમર તો રહી જતી....તલ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, સુજી તને અવળી મતી,
સતગુરૂનું ધ્યાન કરીને, ભજી લે તું લક્ષ્મીપતિ....તલ.

# ૮૧. ભજન

(રાગ : ઉપરનો)

આજ તો અમને ગુરૂએ, નાખી ગળામાં પ્રેમ દોરી,
વચન માથે ઊભા રાખ્યા, ઓલવી નાખી હોળી....ટેક.
કડવું ન આપ્યું ખાટું ન આપ્યું, આપી સાખ ધોરી,
ઓછું વધતું એક કરીને, આપ્યું ત્રાજવે તોળી....આજ.
એક પછેડો આપ્યો મુને, અમૃતમાં બોળી,
જ્ઞાની જન તો સમજી લેશે, દુનિયા નવ જાણે ભોળી... આજ.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, કહું છું હું કર જોડી,
સતગુરૂનો મહિમા મોટો, શું જાણે હરામખોરી....આજ.

# ૮૨. ભજન

(રાગ : ઉપરનો)

અરે મન સમજ આજે, પગલાં ભર ડરી ડરી,
પ્રભાતકાળે ઉઠીને, સમરી લે ને શ્રી હરિ....ટેક.
હું તને રે સાચું કહું, ભજી લેને શ્રી હરિ,
મનુષ દેહ મલ્યો સેજે, નહી આવે ફરિ....અરે.
એક દિન જમડા ભાસે, ત્યારે જઈશ ડરી,
એવું સમજીને સમરી લે તો, જઈશ પલમાં તરી...અરે.
રાતદિવસ તું સમરી લેને, જીવતાં તો જા મરી,
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, સત્‌ગુરૂ રૂદીયે રાખ ધરી....અરે.

# ૮૩. ભજન

(રાગ : ઉપરનો

મન રે માકડું રમત કરે, મદારી બેઠો લગામ ધરી,
ઉંચું નીચું એ હલાવે, રમત માંડી ખરેખરી..ટેક.
પાંચ તત્વનો ખલતો બનાવ્યો, માહીં અણમૂલ વસ્તુ ભરી,
તેજોમય એક ગોળો મુક્યો, કોણ જાશે આને વરી...મન.
ધબક ધબક ડાક બજાવે, પલમાં પાહા નાખે ફરી,
સંત મુનિવર જોઈ રહ્યા, કળા નવ શકે કળી...મન.
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, વચન ઉપર રહેજે ઠરી,
વાલો મારો તેને મળશે, મુખ પર મુરલી ધરી...મન.

## ૮૪. ભજન

(રાગ : રામ રટણ નવ કીધો રે મનવા)

લાજ શરમ મુકી દેને રે, ભજવા ઉમાપતિ મહાદેવની....ટેક.
કામ ક્રોધ લોભ મોહ તજીને, સંતમુનિના ચરણે જઈને;
નિર્મળ બુદ્ધિ કરી લે, ભજવા ઉમાપતિ મહાદેવ.....લાજ.
મારૂં તારૂં મુકી દે મનથી, ઉગરવુ હોય જો યમદૂતોથી,
શંકર શંકર કરી લે, ભજવા ઉમાપતિ મહાદેવને...લાજ.
માન બડાઈ ને ઈર્ષા તજીને, સાચો હૃદયથી શિવ કહીને,
ગરીબી તું માણી લે, ભજવા ઉમાપતિ મહાદેવને....લાજ.
સંત મુનિના ચરણે જઈને, હરિગુરૂની સેવા કરીને,
બાલગીરી કે શિવ ગોતી લે, ભજવા ઉમાપતિ મહાદેવને...લાજ.

## ૮૫. ભજન

(રાગ : માટઃ આ વખતે આવીને આપજો)

કેમ ભમો છો દિ ને રાત રે, તમે ખોજો શરીર આપ,
પ્રેમ લાવોને દિલની માંય રે, તમે ખોજો શરીર આપ... કેમ.
ઇંગલા પીંગલા સુષ્મણા નાડી, સીધ કરી લેને આજ,
સુષ્મણા તો સુતી છે આડી, ઠોકરે જગાડ આજ રે...કેમ.
મેલ કચરા ને કાંકરા કાઢી, ઉલટા પવન કર આજ,
ધીરજ સાવરણીએ ઝપટીઝાડી, મન કરો નિર્ભય રે....કેમ.
શંખ ભેરી ને ઝાલર ઝાઝી, વાગે દિન ને રાત,
નાગફણી બંકનાડે રે, ચડી જોવા તમાશા આજ રે.કેમ.
એક ચિત્તથી આસન માંડી, કરો તૈયારી આજ,
ગુરૂ પ્રતાપે ધ્યાન લગાડી, બાલગીરી કે છે આજ રે...કેમ.

## ૮૬. ભજન

કે પ્રભુજી સંદેશો લખી લખી મોકલું રે,
કે લખી લખી થાક્યા મારા હાથે... પ્રભુજી.
કે પ્રભુજી મનને ઘણું હું રોકવું રે,
કે વારે આવો દીનાનાથ...પ્રભુજી.
કે પ્રભુજી વાગે છે માયાનું ઢોલકુ રે,
કે ઉમટે સાંભળવા સૌ સાદ...પ્રભુજી.
કે પ્રભુજી કેમ રે કરીને હું ઓળખુ રે,
કે કે દી આવીને ભરશો બાથ પ્રભુજી.
કે પ્રભુજીનું રોજ રોજ નામ બોલવું રે,
કે બાલગીરીજી સદાય તમારો દાસ...પ્રભુજી.

# ૮૭. ભજન

ગુરૂજી તમે રે તારો તો તરીએ રે,
કે રોજ રોજ ગોથા ખાવી અપાર...ગુરૂજી.
ગુરૂજી ડોલે છે નાવ મધદરિયે રે,
કે આવી ઉગારો આ વાર...ગુરૂજી.
ગુરૂજી જમડા દેખી અમે ડરીએ રે,
કે આવી કાઢો જમને બહાર... ગુરૂજી.
ગુરૂજી જટ આવોને અમે બરીએ રે,
કે બેસશે તમને તો ગાર...ગુરૂજી.
ગુરૂજી આપની આશા ઉર ધરીએ રે,
કે બાલગીરીજી ચરણે નમે વારંવાર...ગુરૂજી.

# ૮૮. ભજન

(રાગ જેને સેવ્યા સાચા સંત રે)

જેને મનડું કીધું વશ રે, જેને દિલડું ખોજું આપ રે,
અજબ ખેલ દેહીમાં, તો દરશાણા...જેને.
દેહમાં તપાસતા હે, અંદર લાગે શિવજી રે, ધ્યાન ધરી જોને
સત્ય લાવોને દીલમાં, અસત્ય કાઢો બાર રે,
અજબ ખેલ તો દેહીમાં...જેને.
ઇંગલા પીંગલા ઉલટે હે, સુષ્મણા આવે સાનમાં રે, ધ્યાન ધરી જોને
સુરપણા તો ઉપડે તે, રોકી શકે કોણ રે,
અજબ ખેલ તો દેહીમાં...જેને.
બંકનાડને કાંઠડે, શક્તિ સુતી ઉમંગમાં રે, ધ્યાન ધરી જોને
પવન ઉલટા ચડાવી, સુરતાથી ખોળ રે,
અજબ ખેલ તો દેહીમાં... જેને.
નાગફણી પર ચડીને રે, અંજવાળે માલજો રે, ધ્યાન ધરી જોને
બાલગીરી એમ કે છે, પ્રેમ તો ઉભરાય રે,
અજબ ખેલ તો દેહીમાં...જેને.

# ૮૯. ભજન

(રાગ : માંડવણે મેણાં બોલાય)

જાગો સંતો શૂરવીરો રે, દેહીમાં શિવ તો જણાય.
પંચભૂત દેહમાં અજ્ઞાન કારણે, શિવ તે જીવ જણાય,
મરેલો હોય તે શિવને દેખે, બીજા ના દેખે જરાય....સંતો.
પંચભૂત દેહીમાં તીરથ ઘણેરા, બાર ફરે શું થાય,
સત્ય વિના ફરી નહીં મળે ને, ખોટા પગ તોડાય....સંતો.
પંચભૂત દેહમાં દેવી ને દેવતા, બાર પૂજે શું થાય,
જ્ઞાન ગરીબી લાવો રે રિદયમાં, નજરે શિવ દેખાય...સંતો.
પંચભૂત દેહમાં મનુષા દેહ, તો માગે દેવ જેવાય,
બાલગીરીજી કે છે, નવ ગુમાવશો અણમૂલ હીરો કેવાય...સંતો.

# ૯૦. ભજન

(રાગ : જેને વાગ્યાં શબ્દનાં બાણ)

મળ્યાં ગુરૂનાં જ્ઞાન રે, મારા ટળ્યા ત્રિવિધના તાપ,
ગુરૂમાં મગન હો ભાઈ રે, જેને મળ્યા ગુરૂનાં જ્ઞાન....ટેક.
ઈંગલાને તો સિધ કરવી, પીંગલાની કરી જાણ,
સુષ્મણા તો શાનમાં લીધી, બજાવે ત્રિરંગી તાલ....ગુરૂમાં.
માછલીયું તો નિરમળ નાવે, ઉંડા જળની માંય,
બંકનાડેથી હંકાવી નાવડી, લેવા અમૂલ માલ...ગુરૂમાં.
ત્રણ તસુની સર્પણી તો, સૂતી તેની માંય,
ઉલટા પવનની ફુંકથી તો, લાંબી કરાવી તત્કાલ..ગુરૂમાં.
ઉતારી નાવડી ગુરૂએ, મારી સમુદ્રની પેલી પાર,
ગુરૂ પ્રતાપે બાલગીરી કે છે, બળતી બુઝાવી આગ....ગુરૂમાં.

# ૯૧. ભજન

(રાગ : હૈયાના ફૂટા)

પુરી નગરીમાં પુરૂષોત્તમનુ, મુખડુ આજે જોયુ,
જન્મોજન્મનું પ્રાયશ્ચિત આજે, એકજ પલમાં ધોયુ રે,
મોહનજી પ્યારા , શરીર ભાન આજ ખોયુ....ટેક.
પૂર્વ દિશામાં શ્યામ બિરાજે, ગડગડ નોબતું વાગે,
ઝણણ ઝણણ ઝણ ઝાલર બાજે, ચિત્ત મારૂ પ્રેર્યું રે,
મોહનજી પ્યારા, શરીર ભાન આજ ખોયુ...પુરી.
જગદીશનાં જેણે દર્શન કર્યા, તેના જનમ ફર્યા,
વિના દર્શન ભવોભવ ફર્યા, અંતે શરીર વગોવ્યુ રે,
મોહનજી પ્યારા, શરીર ભાન આજ ખોયુ...પુરી.
અગમ અગોચર રૂપ હૈ તેરા, ત્યાં કોઈ નહીં ઠેરા,
ઠારોઠાર તેરા દેશ, મન મારૂં મોહ્યું રે,
મોહનજી પ્યારા, શરીર ભાન આજ ખોયુ....પુરી.
ગુરૂજીએ દેશ બતાયા, પ્રેમ પ્યાલા પાયા,
બાલગીરી કે લીધા લાવા, જગત મરને રોયું રે,
મોહનજી પ્યારા, શરીર ભાન આજ ખોયુ. પુરી.

# ૯૨. ભજન

(રાગ : સાધી સમાધી સાચી રે સગુરૂના ચરણમાં)

ભાવે કભાવે જરૂર રે, જાજો તમે કાશી,
આવે તેને તેડી જાજો રે, જાજો તમે કાશી....ટેક.
કાશીમાં જે જાવે તેનાં, મનોરથ સિધ થાયે,
બીજા ફરે ભલે ઉદાસી રે, જાજો તમે કાશી...ભાવે.
કાશીનો મહિમા ભારી, ત્યાં આવે નરનારી,

ત્યાં પાપ જાયે નાશી રે, જાજો તમે કાશી...ભાવે.
કાશીમાં જે મરે તે, આપોઆપ તરે,
તેને ન આવે જમની ફાંસી રે, જાજો તમે કાશી...ભાવે.
કે છે બાલગીરી સૌ જાણે, તેને વેદ વાણી વખાણે,
ત્યાં વસે છે કૈલાસવાસી રે, જાજો તમે કાશી..ભાવે.

## ૯૩. ભજન

(સંગડો નવ કરીએ મારા પરદેશી પાંદડા)

ડાકોર જઈ એ રે, મારા પ્રેમીજન ભક્તો રે,
ગોમતીમાં નઈ રે, મારા પ્રેમીજન ભક્તો.
વાલોજી ડાકોરમાં બિરાજ્યા રે,
દર્શન કરીયે રે, મારા પ્રેમીજન ભક્તો.
વાલોજી ભક્તો મનને ભાવ્યા રે,
રોજ ગુણ ગઈએ રે, મારા પ્રેમીજન ભક્તો.
વાલોજી ત્રાજવામાં આવીયા રે,
ત્યાં ચિત્ત દઈ રે, મારા પ્રેમીજન ભક્તો.
કે છે બાલગીરી અમો નિહાળીયા રે,
ચરણમાં રઈએ રે, મારા પ્રેમીજન ભક્તો.

## ૯૪. ભજન

(રાગ : પારેવડા જાજો અંબામાતા દેશમાં)

હો પ્યારા જાજો રામેશ્વર ધામમાં,
રોકાશો નહીં કોઈ કામમાં...પ્યારા...ટેક.
રામેશ્વર ધામમાં મંદિર સોહમણાં,
માયાનાં મુખડા લાગે બિહામણાં;
જાશો નહી બીજા ગામમાં...પ્યારા.
રામેશ્વર ધામમાં શંભુ બિરાજે,
સમુદરિયામાં જઈને તું નહાજે;
ભૂલતો નહી બેભાનમાં...પ્યારા.
રામેશ્વર ધામમાં મોક્ષ તુંને મળશે,
માયા રાણી તો ઉભી ઉભી ડરશે;
રેજે સાવધાન કહું કાનમાં.....પ્યારા.
ગુરૂ પ્રતાપે બાલગીરી ગાય છે,
આનંદના વાયરા અહીંજ વાય છે;
ચૂકશો તો જાશો જમની જાનમાં....પ્યારા.

## ૯૫. ભજન (રાગ : વાગે ભડાકા ભારી)

સુણો બદ્રીનાથ વૈકુંઠના વાસી,
મારી દર્શનની અભિલાષી હોજી.
વિકટ રસ્તા લાગે છે ભારી,
મારી વહારે થાજોને મોરારી રે હોજી.
ભારી રસ્તો હિંમત હારી,
વિશ્વાસ ઉરમાં ધારી રે હોજી...ટેક.
ઉંચા છે ડુંગરાને શોભા છે ભારી,
વચલી ધાર બડી ભારી રે હોજી.
નીચે ગંગાની શોભા નિહાળી,
છાતી ધડકી મારી રે હોજી.
સમરણ કરતાં ચાલે નરનારી,
ત્યાં બરફની ભારી પાળી રે હોજી....સુણો.
ઠંડા વાયરા હાથ દે ઠારી,
કોઈની નવ ચાલે કારી રે હોજી.
અંતર મારૂં કરે છે પોકાર,
મારી વહારે ધાજો ગિરધારી રે હોજી.
બાલગીરી કહે છે જાઉં બલિહારી,
બેડલી લીધી તારી રે હોજી...સુણો.

## ૯૬. ભજન(ગુરુશિષ્યની વડછડ)

શિષ્ય કહે રે, સાંભળો ગુરૂ મારી કહાણી ,
મારી કહાણી છોડાવો ઘાણી....શિષ્ય.

### સાખી

મહા સાગરમાં નાવ બુડતી, ઉગારો આ વાર,
ઝણ આવે બહુ ઉડતી, આંખુ બુરે તતકાળ,
એવો ચડ્યો તોફાને દરિયો ઉડે પાણી....શિષ્ય.
અરે જન વળગ્યો મને, જબરો ધુણાવે દિન ને રાત,
ઓચિંતો આવે નખરો, મારે પાટુ ને લાત,
સાથે લાવે મુવો એની રાણી....શિષ્ય.
દુશ્મનો આવતા કારમા, અને ઉજડ કરે બાગ,
સિંહ ને દીપ લાવે સાથમા, અને સાથે લાવે નાગ,
એવી બીક બતાવી રોજ કરે ઉજાણી....શિષ્ય.
જ્ઞાન આપ્યું ગુરૂજીએ રે, કાઢું મારું ઝેર,
બાલગીરી કે ઊડ્યા વાયરા, રહ્યું નહી કંઈવેર,
એવી રતન ભરેલી મને મોજ આણી....શિષ્ય.

## ૯૭. ભજન

(ગુરૂ શિષ્યની વડછડ)

ગુરૂ કહે રે, સાંભળ શિષ્ય મારી વાણી,
મારી વાણી છોડાવું ઘાણી...ગુરૂ.

## સાખી

દિલ દરિયો બનાવીને, કર પ્રેમ હોડી તૈયાર,
દયાનું સઢ ચડાવીને, છોડ વિશ્વાસ મોઝાર,
એવી માયાની તું ફોડ ઘાણી....ગુરૂ.
ગુરુ ગમ રાવળ ધારવો, વૈરાગની બજાવો ડાક,
માન મસાલો બારવો, સમરણ કરો હાંક,
એવો હાંકલો કરીને, તેને કાઢો તાણી.ગુરૂ.
શીલ સંતોષ કવચ ઓઢવુ, ધારણાં રાખો ધ્યાન,
આશા તૃણા ગુડુ ગોટવુ, સાચુ કરો જ્ઞાન,
એવી નારાયણ નામની કાઢો વાણી..ગુરૂ.
ગુરુ કહે જ્ઞાન મેં બતાવ્યુ, રાખજો રુદીયે ધ્યાન,
બાલગીરી કે આજ ચુકવીયુ, રકમ સાથે વ્યાજ,
હેજી રાખો ચરણે, મને દાસ જાણી..ગુરૂ.

## ૯૮. ભજન

(રાગ : હરિ ભજતાં)

અંતર આંટી મૂકી દો, આજ નથી કોઈ વેરી રે.
ફરે તેતર માથે જેમ બાજ, કાળ રહ્યો ઘેરી રે..ટેક.
કરો સત્ય કેરો અવાજ, વૈરાગ્યને પ્રેરી રે,
ધર્મને રાખો શિરતાજ, માયા શકે નહીં ઠગી રે....અંતર.
મેડી માળીયા સર્વ સાજ, થાશે ભસ્મની ડેરી રે,
એ તો કાળનું સર્વ ખાજ, સાબુત નહીં રહે શેરી રે....અંતર.
તમે જોઈ લો સર્વ સમાજ, સૌમાં આતમા લેરી રે,
માટે હળીમળી કરો રાજ, નાખો પ્રેમની ફેરી રે.....અંતર.
કહે બાલગીરી રાખો લાજ, હવા વાય છે ઝેરી રે,
આવો પ્રભુ અમારે કાજ, શક્તિ આપો અનેરી રે....અંતર.

# ૯૯. ભજન

(રાગ : સાધી સમાધિ સાચી રે)

જીવતાં સમાધિ લીધી રે, લજ્જાગીરીજી બાપુ (૨) ટેક
ગામ જવાની માંહી, આપ્યો પરચો તો ત્યાંહી,
ઓળખાણ આગળની દીધી રે, લજ્જાગીરીજી બાપુ..જીવતાં.
સમાધિ ત્યાં બહુ સારી, માનતાએ આવે નરનારી,
સૌની આશા પૂરી કીધી રે, લજ્જાગીરીજી બાપુ....જીવતાં.
આપ સદાય અરૂપી; કોઈ વખતે થાઓ સરૂપી,
કેવી રીતે કહું વિધિ રે, લજ્જાગીરીજી બાપુ...જીવતાં.
કે છે બાલગીરીજી આજે, આવો અમારે કાજે,
સડક બતાવો સીધી રે, લજ્જાગીરીજી બાપુ...જીવતાં.




# સંતશ્રી હિરાપુરીજી બાપુનું જીવન

ભારતની દિવ્ય ભૂમિ પર અનેક સંતો, ભક્તો, યોગી અને ઓલિયા સિદ્ધ પુરુષો થયા છે અને હાલ પણ મોજુદ છે. જેઓએ અલખની આરાધના કરી અને જિજ્ઞાસુઓનો ઉદ્ધાર કર્યો છે.

"હે મન !
તું સંકલ્પ વિકલ્પ શિદને કરે,
ગુરૂની મરજી હોય તેમ બને,
ગુરૂની મરજીમાં તારું છે કલ્યાણ,
મન તું ઉધામા શિદને કરે.

આવું જીવન જીવનાર અલખનો અવતાર વઢિયાર પ્રદેશની ધિંગી ધરા, દૈવત ભૂમિ, મોટીચંદુર ગામે જ્યાં છબીલા હનુમાન તેમજ મા ચામુંડાનાં બેસણાં છે, અને જે વનરાજ ચાવડા ની જન્મભોમકા રહી છે, એવી પાવનકારી ધરા પર એક મહાન પુરૂષની ભવિષ્યવાણી મુજબ દશનામી કુળમાં પ્રકાશપૂંજ એવા સંતશ્રી હિરાપુરી બાપુનો જન્મ સવંત ૧૯૯૬, ના આસો વદ સાતમને શનિવારના દિવસે પાર્વતીમાની કૂખે થયો હતો. પ્રા. શિક્ષણ વતનમાં મેળવી, વિશેષ અભ્યાસ માટે વિસનગર ગયા. પરંતુ શૈશવકાળથી જ ભક્તિના રંગે રંગાયેલા મહાકાલીની આરાધનામાં તલ્લીન થઈ જનાર અને અનેક વર્ષો સુધી તારંગામાં આવેલ જોગીડાની ગુફાએ જેનાં બેસણાં રહ્યાં છે, એવા સમાધિનિષ્ઠ બાપુને વિસનગર ચોરાના મહાન સંતશ્રી ઉમેદપુરી અવધૂતે મહાન ગુરૂ મળશે તેવી શાનકા આપી.

પૂજ્ય હિરાપુરી બાપુને મહાકાળી માતાજી પર ખૂબ જ શ્રદ્ધા હતી તેથી તેમને માત્ર ચૌદ વર્ષની નાની વયે જ મહાકાળી માતાનાં પ્રત્યક્ષ દર્શન થયાં હતાં. તેથી જ માતાજીની પ્રેરણાથી બાપુએ માનાં ભજનો અને દુહાઓ ભણતાં ભણતાં જ બનાવેલા. જે આજે પણ ગવાય છે. મેટ્રીકનો અભ્યાસ પૂર્ણ થતાં જ મોરબી ખાતે ખેતીવાડી ખાતામાં નોકરી મળી. પરંતુ તીવ્ર વૈરાગ્યના કારણે માત્ર એક માસમાં જ નોકરી છોડી દીધી. અને મહાકાળીની ભક્તિમાં તલ્લીન બની ગયા. પૂજ્ય બાપુ કાલીમાતાને જ સર્વસ્વ માનતા. પણ એક સમયે તેમણે રામકૃષ્ણ પરમહંસનું પુસ્તક વાંચ્યું. રામકૃષ્ણ પરમહંસને કાલીમાતા દરરોજ દર્શન દેતાં હોય તેમને ગુરૂ કરવા પડ્યા. "મોક્ષ મૂલં ગુરૂકૃપા" ગુરૂ વગર મોક્ષ ના મળે, મોક્ષ માત્ર સદગુરૂ જ આપી શકે. આવું જાણ્યા બાદ બાપુએ તરત જ સદગુરૂની શોધમાં ગિરનારની વાટ પકડી.

ગુરૂની શોધમાં નીકળેલા બાપુએ સિદ્ધભૂમિ એવા ગિરનારમાં ચૌદ દિવસ સુધી રાત દિવસ ભૂખ્યા અને તરસ્યા ફર્યા. અનેક સંતોનો સમાગમ કર્યો. ત્યારબાદ કમંડલ કુંડેથી તેમને ગુરુ અંગેની શનકા મેળવી સીધા જ સુરેન્દ્રનગર જિલ્લાના ડુમાણા ગામે

સિદ્ધપુરૂષ શ્રીબાલયોગી બાપુના સાનિધ્યમાં આવ્યા. અને તેમની પાસે કંઠી બંધાવી શિષ્યત્વ સ્વીકાર્યું. પગ મૂકતાં જ નક્કીપણાની તાકાત સાથે ગુરૂ ભક્તિમાં ઝંપલાવ્યું. બસ શ્રી બાલયોગી બાપુ જ મારા ભગવાન... દર પૂનમે ગુરૂદર્શને ડુમાણા જવાનો નિયમ. કપરા કષ્ટો વેઠીને છેલ્લા શ્વાસ સુધી નિભાવ્યો. તેમજ તન, મન, ધનની કસોટીમાંથી હેમખેમ પાર ઉતરનાર તેમજ ગુરૂવચને સર્વસ્વ ફના કરનાર, એટલું જ નહિ વચન ખાતર સિદ્ધોની સિદ્ધિઓને પણ ઠોકર મારનાર , આ મરજીવા સંતે ગુરુ આદેશથી ચાર ચાર જગ્યાએ આશ્રમ બનાવી ફગાવનાર, આવા નક્કી-પણાવાળા શિષ્ય પર ગુરૂ પ્રસન્ન થઈ ગયા અને તેમને ગુરૂનાં મહામૂલાં બે અંગ : ધર્મ ધજા અને ઢોલિયો વગર માગણીએ મળેલ.

આશીર્વાદનો ધોધમાર વરસાદ વરસાવતાં બાલયોગી ભગવાન અમૃતવાણી બોલ્યાકે, હિરાપુરી તારે માંગવું નહિ,ખરડો કરવો નહિ, જગ્યા બહાર જે આવે તે લેવું નહિ. (કદાચ કોઈ ભેટ આપે તો તે જ જગ્યાએ પરોપકારમાં વાપરી નાખવી.) ચોવીસે કલાક ભંડાર ચાલુ રાખવો. અતિથિ પોતાની ઈચ્છા હોય એટલો સમય રહી શકે. મનમાન્યું ભોજન આપજે. વિદાય વખતે યોગ્ય ભેટદાન આપજે. અને છેલ્લે તો અમીવર્ષા વરસાવતાં બાલયોગી બોલ્યા કે, “ હિરાપુરી રામે હનુમાનને શું આપ્યું?” આમ કહેતાં જ બાલયોગી બાપુનું હ્યદય ભરાઈ ગયું અને કહ્યું કે “હિરાપુરી, જા મારા અંતરના આશીર્વાદ છે કે જે દિ મારી ઝોલીમાં તોટો આવે,તે દિ તારી ઝોલીમાં તોટો આવે. મારી ‘ઝોલી’ એટલે ‘આત્મા’ ઝોલી, આત્મા અખંડ અને અવિનાશી છે, તેમ તારી ઝોલી અખંડ રહેશે.”

ગુરુદેવના સંપૂર્ણ આશીર્વાદ મેળવનાર આ સિદ્ધપુરુષે ગુરૂવચનથી જનસેવા આશ્રમની સ્થાપના કરી, ને અખંડ ટુકડો ચાલુ કર્યો. અહિંયાં અનેક સંતો, ભક્તો અને અતિથિઓની આવન-જાવન થઈ. આ સમયે મા સમરથને કેમ ભૂલાય? જેમણે પતિવ્રતા ધર્મ પાળી,અતિથિઓને જાતે જ રોટલા કરીને જમાડ્યા છે, એટલું જ નહિ, અતિથિ ધર્મ સાચવવા માટે પોતાનાં અંગના તમામ ઘરેણાં પણ આ મા એ ઉતારી આપેલાં. મા સમરથનાં ત્યાગ, વૈરાગ્ય, દયા, કરૂણા જેવાં સાચાં ઘરેણાં શોભી રહ્યાં હતાં.સદાય હસતાં હસતાં માએ જાતે જ અતિથિઓને રોટલા જમાડ્યા છે. આ રોટલાના રણકારથી તો કાશી અને હરદ્વારના ઝાંપા સુધી બાપુએ ઉજ્જૈન કુંભમેળામાં જટા ઉતરાવી, રસોઈ આપી, સંતોને જમાડ્યા, તે સમયે કુંભમેળામાં પૂજ્ય બાપુને બિરૂદ મળ્યું કે “ જ્યાં હિરાપુરી, ત્યાં શીરાપુરી.” અને પછી તો.. આ કહેવત પડી ગઈ ને બાપુનું નામ ચારે દિશાઓમાં ગૂંજવા લાગ્યું.

સંસ્કૃતિ માટે અનેક શિવમંદિરોનું નિર્માણ કરનાર આ મર્મી સંતે હરતાં ફરતા મંદિરો (અતિથિઓ) ની સેવા માટે અનેક જગ્યાએ પોતાના ધૂણા, મઢીઓ,

ગુરૂદરબાર, ગુરૂમંદિર બનાવીને ટૂકડાઓ ચાલુ કરાવ્યા છે. આ રીતે હરિહરનો નાદ ગૂંજતો કરનાર એવા બાપુના સિદ્ધાંતો પણ ખૂબ જ કઠિન હતા. સંપૂર્ણ આકાશવૃત્તિ પર નભનાર એવા મર્મી સંતે ગુરૂના ગેબી આદેશથી સંપૂર્ણ જગ્યા લૂંટાવી દેનાર ( જગ્યાની તમામ વસ્તુઓ ગરીબોને દાનમાં આપી દીધેલી ) બાપુનું જીવન ભલભલાને વિમાસણમાં મૂકી દે એવું હતું. આ બધું કેવી રીતે ચાલતું હશે?

પૂજ્ય બાપુ આશ્રમમાં નિઃસ્વાર્થ ભાવે ગાયોની સેવા કરતા. દૂધનું કોઈપણ પ્રકારનું વેચાણ કરવું નહિ, માત્ર અતિથિ સેવામાં જ વાપરવું, માત્ર સેવાના આશયથી જ ગાયો રાખતા.

બાપુનું સમગ્ર જીવન ગુરુધારાએ રંગાયેલું હતુ વચન સો વચન અને સંપૂર્ણ શરણાગતિ ધર્મને વરેલા હતા. જેના શ્વાસે શ્વાસે અહર્નિસ ગુરુનો હરદમ જાપ ચાલતો હોય, મારું તો સર્વસ્વ ગુરુમહારાજ છે, એવું જીવન જીવનાર એટલું જ નહિં પરંતુ ગુરુભક્તિની પરાકાષ્ઠા કહેવાય, આવું ગુરુમય જીવન જીવનાર આ મહાપુરુષને કોઈ જ સંસારી બંધનો નડ્યાં નહોતાં. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ ભક્તિ કરી શકાય. એ પ્રેરણા બાપુના જીવનમાંથી મળે છે. બાપુ સત્સંગમાં કહેતા - "સંસાર બાધક નથી મનના વિચારો બાધક છે." ૬૬ વર્ષની ઉંમરે પોતાનો કર્મયોગ પૂરો થતાં સ્વેચ્છાએ આશ્રમમાં જ દેહ ફગાવી દેનાર, આ સિદ્ધપુરુષની આંખોમાં અજબ પ્રકારની ચમક દેખાતી હતી. દિન દુખિયાને શાંતિ પમાડનાર અનેકોના તારણહારનથી મનના વિચારો બાધક છે."જેને દરેક પ્રકારે લોકોની સેવા કરી છે. આશ્રમમાં અનેક રક્તદાન કેમ્પો કરીને કેટલાય લોકોને જીવતદાન અપાવ્યાં છે. સમાજ સેવામાં પણ યોગદાન આપેલ છે. આવા પ્રેરણાસ્ત્રોત તેમજ નિર્ભિક વ્યક્તિત્વ ધરાવનાર મર્મી, અમિર ફકીરને છેલ્લે એમ કહીએ તો પણ કહેવાય, સંપૂર્ણ પરોપકારી, ત્યાગનો ભંડાર, આવા સિદ્ધપુરુષનો મહામંત્ર , " સર્વ આત્માની તૃપ્તિ એ જ ભક્તિ." આ જ હતો. આવા સંતને અમારા કોટિ પ્રણામ.

ધર્મ ધજાને ઢોલિયો, ધોતી બંડી ઔર ચિલમ,

વ્રત અજાચક આપીયું, બાલયોગી દિયા બક્ષિસ.

હિરાપુરી બાપાની ચરણરજ,

ગોસાઈ ભરતપુરી ગુરુશ્રી હિરાપુરીજી બાપુ.

( જનસેવા આશ્રમ, મોટીચંદુર. )

# કાલકા ભજનાવલી

૧. કરગરી તુજને કરગરું, કરજે માફ ગુનાય,
હદય વસજે મા કાલકા ને, અંતર આગ ઓલાય,
૨. જય જય મૈયા કાલકાને, સમરું અંતરમાય,
સમરું સંકટ મોચને, સેલ છબીલી માંય,
૩. દળ આવે દુઃખો તણાં, ભલે જીવડો મારો જાય,
પણ અંતરમાંહી તું વસીને, ભૂલી કેમ ભૂલાય.
૪. સદ્‌બુદ્ધિ આપો મૂજને, ગુણ ગાંઉ તુંજ માંય,
મહાદેવી મા કાલકાને, કરજે મારી સહાય.
૫. અનેક ભક્તો ઉગારીયાને, મહેશ્વરી મમ માંય,
પાપી બાલક તુંજ તણો, ઉગારજે તું માંરા.
૬. અંબા, બહુચર, સીતા કહો, કહો કાલકા માંય,
સરસ્વતી શારદા કહો, સમાક્ષીની એક જ સ્વરૂપ માંય.
૭. હદય કેરી વાતડીને, બીજે કહી કેમ જાય,
હદય માંહી તું વસીને, કરજે મોરી સહાય.
૮. નામ અનેક રૂપો અનેક, અનેક ગુણો માંય,
તેજ તેજ અંબાર તેજ, જગદીશ્વર તું માંય.
૯. દિન ઉગે દિન આથમે, આથમીયો રે સોમ,
નામ તુંજ ભૂલાય નહીં, રટું કાલી કાલી નામ.
૧૦. મનડાં તું બડા દુષ્ટ છે, ગોથા તું કયો ખાય,
બાર બાર તું જે અરજ કરું, ભજ લે કાલકા માંય.
૧૧. કાલી કાલી તું રટ, ઓરન કુ તું તજ દેવ,
પીછે બહુ પછતાયેગા, સહાય ન કરેગા કોઈ.
૧૨. કાલ સ્વરૂપ તું કાલકા, કર ખપ્પર ધરીયું,
રણચંડી તું જ્વાલીકા, ભારી ભરખે દૈત્ય.
૧૩. છુટા કેશો ફર ફરે, મુખડાંઓ મલકાય,
ખપ્પર ભરતી જોગણી, ભક્ષણ કરતી જાય.
૧૪. ચાર વેદ, ચાર ઉપવેદ, ખટશાસ્ત્રો પણ તું,
અઢાર પૂરાણ વળી, ઉપપૂરાણ ત્રણ પિટક પણ તું.
૧૫. કુરાનમાંહી તું વસી, ચાર યુગો પણ તું જ રે,
ધરીયાં રૂપ યુગે યુગે, કહેતા આવે નવ પાર.
૧૬. કેવું ભણ્યોને શું ભણ્યો, જાણે છે તું માય,
લગની લાગી નામની, મનડું વ્યાકુળ થાય.
૧૭. તારાઓ પ્રકાશશે ને, આથમસે રે સોમ,
ધર્મ નામ ભૂંસાઈ જાશે, રહેશે અર્ધમ નામ.

# કાલકા ભજનાવલી

૧૮. સૂરજ ઉગશે પશ્ચિમમાંહી, આથમસે રે પૂર્વ,
નદીએ વેણ અવળા રહે, ખાબોચિયા ભરપૂર.
૧૯. ઝંખુ છું દીનરાતડી, દર્શન કરવા તાહરું,
દર્શન દીયો માવડી, પૂરો મનવા કેરા કોડ.
૨૦. વારંવાર તુજે અરજ કરું, અરજ સુણો મમમાંય,
મનડું વ્યાકુળ મુજ થયું,દર્શન દીયો માંય.
૨૧. બાળપણમાં નિરખી, બાળ સ્વરૂપે તું માંય,
હવે છટકીને તું જાય, શોભે નહી મૂજ માવડી.
૨૨. દર્શન દીયા શું કામ, ભાન ભૂલાયું દેહનું,
હવે છટકીને કયાં જાય, શોભે નહીં મૂજ માવડી.
૨૩. વાતો કરી મૂજ સાથ, પ્રમાણ પાકું આપીયું,
હવે છટકીને કયાં જાય, શોભે નહીં મૂજ માવડી.

# કાલકા - પ્રાર્થના

તા. ૨૧-૧૫-૫૦
પિંડતળાવ, વિસનગર

નમૂ રે નમુ મૈયા કાલકા, વંદન કરું છું હજાર જી,
પ્રભુ રે પ્રભુ મૈયા કાલકા,
દર્શન દીયોને છોગાળજી.
જગત જનની મૈયા કાલકા,
લેજે તું સંભાળજી,
નામ રે તારું નિરંતર રટુ,
એવી આપજે બુદ્ધિજી.
અવસર આવે મૈયા દોહ્યલા,
તું રે કરજે પસારજી.
પાપ રે પુકારી કહું છું કાલકા,
આવજે આવજે વહેલીજી.
કરજોડી કહે "હીરાપુરી",
ઘટ ઘટમાં તું વ્યાપજી.

# કાલકા

તા. ૨૩-૮-૭૯
પિંડતલાવ, વિસનગર

મનડુ મૂઝાંય માતા કાલકા, શું રે કરું મોરી માંચજી,
રસ્તો સૂઝે ન દેવી કાલકા, ભૂલ્યો તન કેરું ભાનજી,
વિકટ આવે જયારે વસમી, તું રે કરે છે પસારજી,
પાપ રે પૂકારી કહું છું કાલકા, ગુના કરજે તું માફ જી,
મારા અંતર કેરી આગને, કરજે મૈયા શીતલજી,
હૈયું નથી રહેતું હાથમાં, તૂજને મળવા ઈચ્છાયજી,
વહાણ હંકાર્યું ભરદરિયે, વચ્ચે ઝોલા ખાયજી,
હાથ રે ઝાલો ને મૈયા કાલકા, સામે પાર જવાયજી,
કરજોડી કહે રે "હીરાપુરી", દર્શન દીયો મોરી માંચજી.

# કાલકા

(રાગ : સુન સુન પાંડવ કેરા)
કબ્રસ્તાન, વિસનગર

તમે ભજીલો કાલકા માંચ, કલ્યાણ કરો જીવ કેરું રે,
દેવી કરે છે અધર્મનો નાશ, ભજીલો દેવી કાલકાને.
આચો જુઠડાં કેરો જમાનો, ભજીલો દેવી કાલકાને.
પણ સત્યને નહીં આંચ, ભજીલો દેવી કાલકાને.
પેલા મનડાને લ્યે કાબુમાંચ, ભજીલો દેવી કાલકાને.
એ તો બહું જ દોટયું મારે, ભજીલો દેવી કાલકાને
રહી જવાનું સઘળું આંચ, ભજીલો દેવી કાલકાને.
સાથે આવશે પૂન્ય ને, ભજીલો દેવી કાલકાને.
નિત્ય દેવ દર્શન જાઓ, ભજીલો દેવી કાલકાને.
જેથી થાશે તમારો ઉધ્ધાર, ભજીલો દેવી કાલકાને.
ભક્તિને આધીન છે કાલી, ભજીલો દેવી કાલકાને.
હું તો કહું છું વારંવાર, ભજીલો દેવી કાલકાને.
દુષ્ટ લોકોને નહીં દર્શન, ભજીલો દેવી કાલકાને.
હું તો કહું છું વારંવાર, ભજીલો દેવી કાલકાને.
બસ નામ રટો કાલી કાલી, ભજીલો દેવી કાલકાને.
કહે કરગરીને "હીરાપુરી", ભજીલો દેવી કાલકાને.
જેથી ભવસાગર પાર થવાય, ભજીલો દેવી કાલકાને.

# કાલકા

તા. ૧૫-૯-૬૦
બિલ્ડીંગ, વિસનગર

મૈયા મૈયા કાલકા, લાજ રાખજે મારીજી,
પગલે પગલે ભય ભાસેજી, જાળ બિછાયેલી લાગેજી,
નથી રે ગમ પાતી મૂજને, મનડું ચડે છે ચકડોળજી,
મનડાને સ્થિર રાખવાં, દેજે દ્રઢ વિચારજી,
નહીંતર નામ તારું જશે, કહે છે કાલીનો ભગતજી,
કસોટી કરી રહી તું જ છે, પાર તું રે ઉતારજી,
જોજે જોજે દોરી તૂટેના, નહીંતર ગાંઠ પડશેજી,
ચારિત્ર્યવાન બનાવજે, આપજે તું સદ્‌બુધ્ધિજી,
કહે છે કરગરી "હીરાપુરી",પગલે પગલે ભય ભાસેજી.

# કાલકા

બીલ્ડીંગ, વિસનગર

રણચડે રણચંડી મહાકાલી,
ખપ્પર ભરતી જોગણીઓ,
પર્વતો ડોલીયો લોક જ કંપીયા,
સાગર ચડીયા હિલોળીયે,
શેપ નાગ નવ જ ભાર ઝીલે,
ધમ ધમ ધરણી ધ્રૃજતિએ,
દૈત્યોજ કંપીયા દેવો હરખીયા,
વરસાદ વરસીયો કેશરીયો,
કહત "હીરાપુરી" રટો કાલી કાલી,
તર જાઓ ભવસાગરીયો,

# કાલકા

કાં તો નામ લીજીયેના, લીજીયે તો છોડીયે ના,
નામ ઐસા રટીએ, જે ધારીએ શો કરીયે,
કહત "હીરાપુરી", સુનો સુનો સાધુજન,
કાલી કાલી નામ રટો, ભવસાગર તરના,

# કાલકા

વિસનગર
તા. ૫-૬-૬૦

## (રાગઃ પૂછી જો અંતરને તારા)

પાપી છું મા દેવી દયાળી, ગુના રે કરોને માફ, મૈયા(૨)
સદ્‌બુધ્ધિ મુજને આપો દેવી, ગુણ તમારા ગાઉં,
મૈયા મોરી ગુના રે કરોને માફ,
પાપ પુકારી કરું છું મૈયા,
ફરી ફરીને પુકાર કરું છું,
અજ્ઞાની છું બાળક તારો, ગુના રે કરજે માફ ... મૈયા
ભવસાગરમાં ભૂલો પડયો છું,
આરો મુજને સૂઝે ન કોઈ,
આવો મૈયા બચાવો દેવી, દરશન દીયો છોગાળી .... મૈયા
જુના ગ્રંથો વિસારે પડીયાં,
તેનો આજે ઉપહાસ થાયે,
માણસ બનીયા ચારિત્ર્યહીન, વ્યાપ્યો રે કળયુગ .... મૈયા
ભણતરમાં પણ ઘડતર નથી,
થોથા ગોખીને પાસ જ થાય,
નાસ્તિકતાના વિચારો ઘૂસે, અવળ પંથ પળાય .... મૈયા
આજનું ન્યાયતંત્ર જોતા,
મનડું મારું વ્યાકુળ થાય,
સત્યની તું બેલી થાજે, ઉગાર જે તે વાર .... મૈયા
ઘોર અન્યાય વર્તી રહ્યો છે,
કોઈ કોઈનું કહ્યું ન માને,
જગત જનની મૈયા મોરી, બચાવો ને આવાર .... મૈયા
ધર્મની તો હાની રે થાયે,
ધર્મને નામે ધતિંગ ચાલે,
નાસ્તિકોનું જોર વધ્યું છે, રાજતંત્રની માંય ... મૈયા
પ્રજા રે સઘળી પૂકાર કરે છે,
તેનું આજે બેલી ન કોઈ,
ધીરજ ધરવી કયાં સુધી, હવે જાગોને મમ માંય .... મૈયા
અગમ લીલા છે તારી મૈયા,
તેમાં અમને સૂઝે ન કાંઈ,
કરજોડીને કહે “હીરાપૂરી રાહ તો દીખલાવો .... મૈયા

# કાલકા

તા. ૨૮-૦૭-૬૦

(રાગ : મન ડોલે.....)

કબ્રસ્તાન, વિસનગર

પૂજી રે કાલી દીનદયાળી, દરશન દીયો છોગાળી રે, મૈયા (૨)
એક હાથમાં ખપ્પર સોહે, બીજા રે હાથમાં ફરસી,
ત્રીજા રે કરમાં સોહે મસ્તક, ચતુર કરે ત્રિશુલ, કાલકા (૨)
આવો મૈયા જગત જનની, પાલન કરતાં તુજ રે,
મૈયા હજાર હાથો વાળી રે,
ચંડમુંડને માર્યા દેવી, રોળ્યો શુભ-નિશુંભ,
મોહીની તે રૂપ ધરીને, રોળ્યો રક્તબીજ, કાલકા (૨)
દેવો હરખ્યા દુઃખડાં ગયાં, થયો જય જયકાર રે માં (૨)
પતઈ રાજા પાવાગઢનો, તેને થઈ પ્રસન્ન,
માગ માગ તું પાવા રાજન, જે જોઈએ તે માંગ, પતઈ (૨)
માગું છું મૈયા એટલું દેવી, રાત રહો નિજ વાસો રે , મા (૨)
એ શું માગ્યું પાવા રાજન, બુધ્ધિ થઈ તપ ભ્રષ્ટ,
છઠ્ઠે ને છો માસે તારો, પાપી ધડુલીયો ફુટસે , પાવા (૨)
પાવો ઘેર્યો નારાજ કર્યો, માર્યો દુષ્ટને ઠેર રે, મા (૨)
ચાર વેદને અઢાર પૂરાણ, ખટ શાસ્ત્રો પણ તું છે,
બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર તારી, કરે નિરંતર સેવ, કાલકા (૨).
અગમ લીલા છે તારી મૈયા, સૂજે ન મુજને કાંઈ, મા (૨)
પૃથ્વી જેવડો કાગળ લઈને, કલ્પવૃક્ષની કલમ,
હીમડો સરીખડો ખડીયો લઈને, લખવા બેસે બ્રહ્માંચ, કાલકા(૨)
કાગળ ખૂટે, સહી ન ખૂટે, કલમ ભાંગી જાય રે,
પણ નવ આવે, તવ ગુણનો પાર,
પાપી તારો બાલક કહે છે, “હીરાપુરી” એમ,
ભકત જનને ઉગારી લે છે, એવી તું દીન દયાળ, કાલકા (૨)

# કાલકા

પિડતળાવ, વિસનગર

તા. ૩-૧૧-૬૦

કાચી રે માટીનું તારું કોટડું રે જી,
એમાં હાડમાંસને ચામ, એમા ગંદકીનો વાસ,
મોહી રે પડ્યો છે પ્રાણી શીદને રે જી..કાચી રે
એમાં આતમરામનો વાસ, એમાં ૐ કારનો વાસ,
પાંચ તત્વનું તારું પાંજરું રે જી.કાચી રે
શીદને કરે છે અભિમાન, શાને કરે છે ગુમાન,
જમડા લઈ જાશે, તારો જીવડો રે જી..કાચી રે
સમજ તું આતમ કેરું જ્ઞાન, સમજ તું સેવા કેરું જ્ઞાન,
જમા રે ખાતું તારું વધશે રે જી..કાચી રે
કહે છે “હીરાપુરી” એમ, લોને મૈયા કેરું નામ,
ભવસાગરમાં તારશે હે....જી...કાચી રે

# કાલકા

વિસનગર
તા. ૭-૮-૫૭

મેળવો મેળવો સદ્‌ગુણ મેળવો,
થાશે તારો ઉધ્ધાર રે હે ... જી
મોજ ને શોખને મૂકો રે વેગળો,
થાશે તમારો ઉધ્ધાર રે હે ... જી.
ભણ્યાં છતાંય તમો ભૂલા પડો છો,
એ રે ભણતર છે કાચું રે હે .... જી.
મોહને તજશો, ગર્વને તજશો,
ત્યારે ભણ્યાં તમે સાચું રે હે ...જી
બળ, બુધ્ધિને બનો ચારિત્ર્યવાન,
ત્યારે ભણ્યાં તમે સાચું રે હે ... જી
આ મારું ને આ તારું છે.
નહીં આવે કાંઈ સાથે રે હે ..... જી.
કરજોડી કહે "હીરાપુરી",
લોને મૈયા કેરું નામ રે હે ... જી

## (રાગઃ ગઝલ)

પિંડતળાવ, વિસનગર
તા. ૮-૮-૫૮

અહા ખીલ્યો રૂડો વ્યોમ, ટમકતા તારલાં દીશે,
બન્યો હું મસ્ત દિવાનો, બન્યો હું પ્રેમનો પ્યાસી,
અરે હું પ્રેમનો પ્યાસી, છતાં મમ પ્રેમ જુદો છે,
ખીલ્યો જે આભમાં ચંદ્ર, નથી તે એક દીન વ્યોમે,
ઘડી આશા મહીં ઝુલું, છતાં નિરાશા ભાસે છે,
અરે મન ખોજ કરને તું, વિભુ કયાંહી વસેલા છે,
જુઓ પશુ, પક્ષીઓ સામું, ખરો મમ પ્રેમ તે જ છે,
અરે મમ પ્યારા છે વૃક્ષો, સદા હું સ્નેહ વરસાવું,
નિહાળો બાળકો સામું, જરા તો સ્નેહ વરસાવી,
વિભુ સર્વે વસેલાં છે, ખરો મમ પ્રેમ તે જ છે,
કહત "હીરાપુરી" સ્વામી, બન્યો હું મસ્ત દિવાનો.

# ચામુંડા માતાનો ગરબો

મા ચામુંડા તુજ ને વિનવું દેવી ચામુંડા,
માનો હર્ષથી ગરબો ગાઉ ચંદુરવાળી ચામુંડા,
મા સાંગોળ તલાવડી સોહામણી દેવી ચામુંડા,
મા એ વનમાં કીધો વાસ ચંદુરવાળી ચામુંડા,
મા ગામને છેવાડે વસીયા દેવી ચામુંડા,
મા એ ટેકરી પર કીધો વાસ ચંદુરવાળી ચામુંડા,

મા અતિ રળિયામણું શોભતું દેવી ચામુંડા,
મા દુ:ખડાં વિસરાઈ જાય ચંદુરવાળી ચામુંડા,
મા સાગા આચરે કરી સ્થાપના દેવી ચામુંડા,
મા એ પૂર્યા મનના કોડ રે ચંદુરવાળી ચામુંડા,
મા કાલનેત્રી તું કાલકા દેવી ચામુંડા,
મા સિંહ પર છે સવાર ચંદુરવાળી ચામુંડા,
મા અંબા, બહુચર તારી બેનડી દેવી ચામુંડા,
તે એક જ સ્વરૂપ જાણો ચંદુરવાળી ચામુંડા,
મા ચંદ્રપૂર નામ પહેલાં હતું દેવી ચામુંડા,
મા હાલ છે ચંદુર નામ ચંદુરવાળી ચામુંડા,
માનું સોહામણું છે અતિ મુખડું દેવી ચામુંડા,
માની જગમાં ન મળે જોડ ચંદુરવાળી ચામુંડા,
માએ ઓઢી છે પચરંગ ચુંદડી દેવી ચામુંડા,
માને ઝાંઝરનો રણકાર ચુંદરવાળી ચામુંડા,
મા પટેલીયાને શ્રધ્ધા ઘણી દેવી ચામુંડા,
મા કરવા જાય દરશન ચંદુરવાળી ચામુંડા,
મા એ પૂરણ પરચો આપીઓ દેવી ચામુંડા,
મા ને લળી લળી લાગે પાય ચંદુરવાળી ચામુંડા,
માની દેરી સમરાવી સારી કરી દેવી ચામુંડા,
મા ને ધૂપદીપ નિત થાય ચંદુરવાળી ચામુંડા,
મા નોરતાના નવ દિ રૂડાં દેવી ચામુંડા,
મા ના જપ, તપ, થાય હવન ચંદુરવાળી ચામુંડા,
મા ચોસઠ જોગણીઓ ઘૂમતી દેવી ચામુંડા,
મા શોભાનો નહીં પાર ચંદુરવાળી ચામુંડા,
મા એ ખપ્પર લીધું હાથમાં દેવી ચામુંડા,
મા દુષ્ટનો કરતી જ નાશ ચંદુરવાળી ચામુંડા,
મા એ શુભ-નિશુંભ નો નાશ કર્યો દેવી ચામુંડા,
મા એ રોળ્યો રક્તબીજ ચંદુરવાળી ચામુંડા,
મા એ મધુપાન કર્યું હર્ષથી દેવી ચામુંડા,
મા કરવા દુષ્ટોનો નાશ ચંદુરવાળી ચામુંડા,
સૌ આરાધના માની કરે દેવી ચામુંડા,
મા પૂરજો મન કેરી આશ ચંદુરવાળી ચામુંડા,
માના ચરણોમાં “હીરાપુરી” ગાય છે દેવી ચામુંડા,
મા કરજો મોરી સહાય ચંદુરવાળી ચામુંડા,
મા ગરબો રચ્યો છે અતિ હર્ષથી દેવી ચામુંડા,
મા ભૂલો કરજે માફ ચંદુરવાળી ચામુંડા.

# વિરહ

ખેતીવાડી
મચ્છુનદી, મોરબી

સુના માદેવ સુના ઓરડા રે, સુની શેરીને સાંગોળજો,
સુનો પીપળો યાદ આવતાં, આવે કાળકાનું સ્થાન છે...
જય જય જય ભોળાનાથને .......
સુની તુંબીને સુના બાલુડાં રે, સુના પડીયાં છે મસાણ જો,
સુના પુસ્તક સુના આસનો, સુના ધર્મના વિચારો ...
જય જય જય ભોળાનાથને.......
સંધ્યા ખીલીને મુને સાંભળે રે, આવો મિત્ર કેરો સાથ જો,
ભેગા મલીને ભાગવત વાંચતાં, કરતાં આનંદ અપાર જો..
જય જય જય ભોળાનાથને......
મોરબી માંહી આવીયો રે, વળી મચ્છુના કિનાર જો,
દિનો જાએ મમ શોકમાં, યાદી આવે છે પાડોશ જે...
જય જય જય ભોળાનાથને......
ભોળા રે નાથ આ શું કર્યું, રાખ્યો રણની મોઝાર જો,
તૂ રે રૂડી રે માઈ કાલકા, મારો પ્રાણીઓ મુંઝાય જો,
જય જય જય ભોળાનાથને......
ઈટો ઈટોમાં મારો આત્મા રે, રમી રહ્યો છે મહાદેવ જો,
મનડું વ્યાકુળ થાય માચરું, ચાલે આસુંડાની ધાર જે...
જય જય જય ભોળાનાથને.....
કરજોડીને અરજ કરું રે, લાગુ શિવશક્તિને પાય જો,
આતમરામ બોલી રહ્યો, કહે "હીરાપુરી" પોકાર જો...
જય જય જય ભોળાનાથને....

# કાલકા

સ્થાન : મહાદેવજી,
તા. ૨૧-૨-૬૨

સર્વબસા હૈ ભોલાશંભુ, તું હી અનાથો કા નાથ હૈ,
તું હી દીનબંધુ હૈ ભોલા, ભક્તજનો કે રખવાલા હૈ,
ઈષ્ટ દેવ હૈ હમારા તુંહી, સત્ય સનાતન તું હી હૈ,
અઢાર જાત કી ચડે વનસ્પતિ, ભાંગ ધતુરા કા ભોગી હૈ,
મસ્તક પર ગંગ બિરાજે, ભાલે ચંદ્રકી જ્યોતિ હૈ,
બડી જટાળા ત્રિશુલ ધારી, અંગે ભસ્મી રમાતે હૈ,
ગલે સૂર્ય કી માલા સોહે, વસ્ત્ર વાઘંબર પ્રિય હૈ,
સર્વ સદાશીવ અલખ નિરજંન, ચૌદ બ્રહ્માંડ મે ઘુમતાં હૈ,
મૂલ રૂપમેં પ્રગટ ભયા હૈ, ચડ રૂપ મેં દેવન હૈ,
ઈસકા પૂરાવા બેદ હે બડા, અસલ સનાતન ધર્મ હૈ,

નમઃશિવાય ૐ બડા હી મંત્ર, ભક્ત જનકો અતિપ્રિય હૈ,
જો રટતા વોહી જ મંત્ર, કરતાં દયાળુ બેડાપાર હૈ,
ચૌદહ રત્નો દેવન કો દીયા, એસા દિલ તેરા દરિયા હૈ,
ઝહર હલાહલ તું હી પિયા, નિલકંઠ નામ ધરાતે હૈ,
જાલંધર કો ત્રિશુલ તોલા, તારક તુંજે સહારા હૈ,
અજન્માં હૈ, તું હી સદાશીવ, તેરા પાર નહીં પાયા હૈ,
કહત "હીરાપુરી" સુનો તુમ ભોલે, બાર બાર મૈં કહતા હું,
આતમ જયોતિ હી પ્રગટાના, ભક્તિ કી ભીખ મંગતા હું.

## કાલકા

મોટીચંદુર
સ્થાનઃ નીલકંઠ મહાદેવ

મા મુને જમાડો ભોજન રે, રે મનગમતા રે,
હું તો માગું ફાવે તેમ, રે મનગમતા રે,
મા પીરસો આણી પ્રિત, રે મનગમતા રે
મા તૃપ્ત થાયે મન, રે મનગમતા રે
મા મારુ કોટડું છે પાપી, રે મનગમતા રે,
મા તમે કરો એને શુધ્ધ, રે મનગમતા રે,
મા કામને નાંખો બાળી, ભોજન એવું આપોને,
મા કરે છે દાટચું ભારી, ભોજન એવું આપોને,
મા હું ને કાઢજો મારી, ભોજન એવું આપોને,
મા ચક્કરમા નાંખે ભારી, ભોજન એવું આપોને,
મા પાંચને પચ્ચીસ તત્વ, ભોજન એવું આપોને,
મા તેની પડે મુને ગમ, ભોજન એવું આપોને,
મા ત્રણ સરિતા વહે, જળ લાગે મીઠું રે,
મા મુજને પીવાની છે હુસ, જળ લાગે મીઠું રે,
મા સૂર્યને ચંદા કેરા, મુખવાસ એવા આપોને,
મા પ્રકાશ જળહળ જયોત, મુખવાસ આપો રે,
મા અનહદ વાજાં વાગે, મન મારું નાચે રે,
મા દેહ તણું ભૂલ્યો ભાન, મન મારું નાચે રે,
મા આનંદ લહરી જાગે, મન મારું નાચે રે,
"હીરાપુરી" કરે અરજ, ભોજન આપોને.
જીવ્યાની રસને જુવે, ભોજન એવું આપોને.

## મન

રાજપૂત છાત્રાલય, વિસનગર
તા. ૨૮-૨-૫૯

અરે ઓ વિચિત્ર મનડા, તારી ગતિ છે અતિ અનહદ,
ઘડીક માંહી કરતું કિલ્લોલ,વળી ઘડીકમાં દુઃખ ઘેરી લેતું,
વાંદરા જેવો સ્વભાવ તારો, તુંજ ને કરે કોઈ વીર જ સ્થિર,
ઘણા ગયાને ઘણાયે જાશે, ચેતાવું ચેતજે મનડા તું આજે,
બસ જીંદગી ચાર દિવસની,

લેખક : હીરાપુરી એસ. ગોસ્વામી

# વિચારો

"પુષ્પ બની મનુષ્ય મેળવો ગુણ પુષ્પ જેવા.
મનડું વ્યાકુળ થાયે મારું વ્હાલા તારી યાદ સતાવે
સ્થાન : પિંડતળાવ

# કાલકા

તા. ૨૮-૧૨-૫૯
ઠે. રાજપૂત છાત્રાલય, વિસનગર

પ્રશ્ન
કર્યા તુજને સૂર્ય ચંદ્ર ટપકતાં તારલા વળી, રચી રાત્રી દિવસ પશુ,
પંખી, પ્રાણીઓ, વનો, પર્વતો, સાગરો રચ્યાં, પૃથ્વી તટ પરે
શાને રચવું, વાતુ જગત મુજ હદયે પ્રશ્ન ઉકતો, મન મારું
રુઝાય છે શાને, રચવું પડતું જગત, ન હોત
ચંદા, ન હોત સૂરજ,ન હોત પેલા વ્યોમ, તો કોણ ઘૂમતો આ, પૃથ્વી તટ પરે
તેજ મુજને નથી સમજાતું,

લેખક : હીરાપુરી એસ.ગૌસ્વામી

# વિચારો (હદય પલટો)

નથી ઈશ્વર બદલાયો, નથી ઘર ઈશ્વરે બદલ્યું,
એ રે આ ઢાપલાં વેળા, બધો સંસાર મિથ્યા છે,
અરે મનડાં ભૂલે આજે, બધો સંસાર મિથ્યા છે,
કહત "હીરાપુરી" સ્વામી, સમાચાં તત્વમાંસ માંહી.

# (હદય લહરી વાકયો)

તા. ૧૯-૨-૬૦
પિંડતલાવ , વિસનગર

૧. ઓ મૈયા હું સાવ અજ્ઞાની છું પણ તારો છું.
૨. જયાં જયાં હું દષ્ટિ ફેકું છું ત્યાં તારી છબી (સુંદર) નયન સમક્ષ પ્રત્યક્ષ થાય છે.
૩. જયારે હું ઊંચે નજર ફેકું છું ત્યારે મન શકિતએ સર્જેલા અગમ્ય તત્વોમાં ગોથા માર્યા કરે છે.
૪. વાયરો જેમ વાય તેમ મારું મન દોડે છે. પણ તારી છબી નયન સમક્ષ આવતા હિમાલય જેમ અડગ ઊભો છે. તેમ મન આગ (સ્થિર )થઈ જાય છે.
૫. મૈયા તું કાટામાં ચલાવજે, પણ પવિત્ર કટંકમાં ચલાવજે, જેથી મન આનંદ મગ્ન રહે.
૬. જયારે શહેરમાંથી જંગલમાં જાઉં છું ત્યારે મને એમ લાગે છે કે હું નરકમાંથી સ્વર્ગમાં જઈ રહયો છું.
૭. ઘૂની મનુષ્યના સંગથી અચાનક લાભ પણ થાય અને નુકસાન પણ થાય.
૮. સંસાર અસાર એટલે તેનો અર્થ એવો નથી કે પત્નીનો ત્યાગ કરવાથી સંસાર અસાર કહી શકાય. પત્નીનો ત્યાગ કરે પણ જગતની બીજી માયામાં ફસાયેલો હોય તો તેને સંસારનો ત્યાગ કર્યો તેમ કહી ન શકાય.
૯. સ્ત્રીએ શકિતરૂપ છે. સંસારમાં રહીને પણ ભક્તિ કરી શકાય છે.
૧૦. પંચવર્ષીય યોજનાથી માણસને પાંચ તત્વને વઘુ ઘસારો લાગે છે.
૧૧. કપડાં અને મનની સ્વચ્છતા રાખવા સૌ કોઇ પ્રયત્ન કરે છે પણ મનની સ્વચ્છતા રાખવા ઓછા મનુષ્યો પ્રયત્ન કરે છે.
૧૨. શુભ વિચારો એ જ ભકિતની ભૂમિકા છે.
૧૩. સંસાર અસાર છે એમ દરેક કહે છે પણ અનુકરણ કોઇક (વીર પુરૂષ) કરે છે.
૧૪. સ્વતંત્ર કહેવાતા ભારતમાં કોઇને સાચો ન્યાય મળતો નથી, પૈસાથી ન્યાય વેચાય છે.
૧૫. જેટલી ઘર્મની અઘોગતિ થશે, તેટલી જ ઘર્મ દેશની અઘોગતિ થશે, ને બેકારીનું પ્રમાણ વઘશે.
૧૬. જે કાયદાથી પ્રજાને સાચો ન્યાય ન મળે તે કાયદાને બાળી નાખવો જોઇએ, ઘડવાનો શો અર્થ...
૧૭. જેમ જેમ પશ્ચિમનો વાયરો વઘુ ફેલાશે, તેમ તેમ ભારતની અઘોગતિ વહેલી થશે.
૧૮. જવાહરલાલ નેતા જેવા પોતાની આત્મકથામાં લખે છે કે .......“ ઘર્મ મૂજે સ્ત્રીયો કા વિષય માલુમ હોતા થા. પિતાજી ઓર બડે ચચેરે ભાઈ ઘર્મ કી બાતોકો હસીમે ઉડા દીયા કરતે થે,ઓર ઈનકો મહત્વ નહીં દેતે થે.”
આનુ કારણ એજ કે જવાહરજીને પશ્ચિમની સંસ્કૃતિની અસર પડી છે.

# કાલકા

છેલ્લી વિદાર
પિંડતલાવ, વિસનગર

## કેમ ભૂલાય ?

મનડું મારું વ્યાકુળ થાયે,
વ્હાલા તારી યાદ સતાવે.

પ્યારા, પિંડતલાવ તને કેમ ભૂલાય ? કદાપી નહીં. મારા મનનું તે હરણ કર્યું છે? સુખ દુઃખ ના સાથીદાર હું છું. તને ભુલું? કદાપી નહીં. જીવન પર્યંત નહીં ભુલુ. કદાપી તને ભૂલી શકુ તેમ છું જ નહીં. અનેરા તને કેમ ભૂલાય ?

ભલે તારામાં વાચા ન હોય, છતાં તારા મુંગા મુંગા બોધની અસર કદાપી વિસરી શકું તેમ છું જ નહીં. જયારે જયારે મારું મન મુઝાતું. ત્યારે ત્યારે તારી પાસે આવીને હૈયાની વરાળ ઓછી કરતો. તને નિહાળીને મન મારું નાચી ઉઠતું. તેજ મારા જીવનનો સાચો રાહ બતાવ્યો છે. તે મને આસ્તિક બનાવ્યો છે. કુદરતના સર્જેલા અગમ્ય તત્વોની મજા માણતાં તેજ શીખવ્યું છે તે દિવસો કેમ ભુલાય ?

છ વર્ષથી તારો ખોળો ખુંદું છું મજા માણું છુ તું જ મારો સાચો ધ્રુવ તારક છે. તને કેમ ભૂલાય? ભલે તારામાં વાચા ન હોય છતાં તારા મુંગા મુંગા બોધની અસર નહીં ભૂલું.

અરે પેલી આંબલીનું વૃક્ષ તને કાં ભૂલ ? તીયાના, આંબલીના, પીંપળના, બોરડીના વગેરે વૃક્ષો રહ્યાં છે. પશુ પક્ષીઓનું આશ્રય સ્થાન છે. તેઓનું સુમધુર સાદ સાંભળીને મન મારું નાચી ઉઠતું. તે કેમ ભૂલાય?

અરે ! હોં પેલા કાબરોના કજીયા, મોરલાનો મધુર સાદ, કોયલ રાણીનો ટહુકાર સુણીને મારા મનમાં આનંદ માંતો ન હતો. તે દિવસો ગયા. યાદગીરી રહી ગઈ. કલ્પનાનાં ઓરતાં રહી ગયા. ખરેખર તારી આજે યાદ સતાવે છે. અનેરા તુજને કેમ જ ભૂલાય ?

આ લતાઓ તમને કેમ ભૂલાય ? મારા જીવન રાહને સુંગધમય બનાવનારી પ્યારી લત્તાઓ તમને ભૂલી શકું તેમ છું જ નહીં. તમે મુંગા મુંગા પણ બોધ આપો છો કે “પુષ્પ” બની મનુષ્ય કેળવવા ગુણો પુષ્પ જેવા તમે લતાઓને દીપાવો છો તમારું સ્થાન સદાયને માટે મારા દયમાં રહેવાનું. તને કેમ ભૂલાય ?

રામભક્ત હનુમાનનું એક પતિવ્રતા રામનું યોગીઓએ શ્રેષ્ઠ એવા પશુપતિ શંકર ભગવાનનું અને મહાત્માઓનું

પગલાઓનું દર્શન કરી મારું જીવન સાર્થક થયું તેમ માનતો, તે દેવાલયો નહીં જ ભૂલાય. જેના ઉપર બેસીને હું કલાકોના કલાકો ગાળતો. જેના ખોળામાં હું નિંદ્રાવશ થઈ જતો. તેની સહનશીલતાને ન જ ભૂલાય. આજે તારી પાસેથી વિદાય લઈ રહ્યો છું. ખરેખર વિદાયની વાટ વસમી છે. મારા હૃદયનો ઉભરો હું કોની પાસે જઈને ઠાલવીશ ? તને મેં ઘણી વખત મારા આનંદની ખાતર દુઃખ દીધું છે. તું મને માફ કરજે, હું તને કેવી રીતે ભૂલી શકું?

કુદરતે રચ્યું છે કુદરતી દશ્ય,
જાણે પૂર્યા હોય લીલુડા રંગ,
છે સુંદર પિંડતલાવ,
તેમાં ભર્યું છે નિર્મળ નીર.

જે પાંડવોનું બંધાયેલુ પવિત્ર સ્થાન છે. જાણે માં ધરતીએ લીલી ચાદર ન ઓઢી હોય. પ્યારા તારું સ્થાન ઘણું જ રમ્ય. ગમે તેવા દુઃખો પણ વિસરાઈ જાય તેવું છે. તળાવ ને કિનારે, આંબાના, મહુડાના બાવ જેનાથી મારું મન પવિત્ર બન્યું છે.

"ઓહમ કોહમ બહ્સ્યામ" જે પાઠ ભણાવ્યો છે. તે ભૂલે કયમ ભૂલાય ? બીજા સ્થાન ભલે કુદરતી સૌંદર્યમાં ચડિયાતા હોય,મારે મન બીજા સ્થાન તારી પાસે સામાન્ય છે. જે વૃક્ષો પર બેસીને વાંસળી વગાડતો તે વૃક્ષોને હું કેવી રીતે ભૂલી શકું, ન જ ભૂલાય ?

મારા હૃદયની ઉર્મિને તેં જ જાગૃત કરી છે. મારા આત્માને, તે જ જગાડ્યો છે. જેથી મને કાલકા વિશે થોડું ઘણું પણ જ્ઞાન થયું છે. અગમપંથમાં દિશા સૂચક બન્યું. તારું નામ સદાયને માટે મારાં હૈયે ગુંજ્યા કરશે. તને કેમ ભૂલાય ? મારા માટે તો તું સ્વર્ગ સમાન છે. જયારે જયારે તારી પાસે આવતો ત્યારે મને એમ જ લાગતું કે જાણે હું નર્કમાંથી સ્વર્ગમાં જઈ રહ્યો છું અનેરા કયમ્ ભૂલાય ? લોકો કદાચ વાંચીને હસશે, હસવા દો તેમને,હસવાનો સમય છે. ગંગાના જળની ગદર્ભ ને શી કિંમત ? સાકરના સ્વાદ ખિસકોલી શું જાણે ? નાસ્તિકો ઈશ્વરના અગમ્ય તત્વોને શું જાણે ? તેવા લોકોને હસવું જ આવે. મુર્ખાઓ પ્રેમને શું પીછાને? કશું જ નહીં, માત્ર કલ્પના કે થોથા ગોતવાથી નહી.

પ્યારા પિંડતલાવ આપણી વચ્ચે ભલે સેંકડો માઈલનું અંતર હોય પણ મન તો તારી આજુબાજુ જ ભમતું હશે. કલ્પના શક્તિથી તને નજર સમક્ષ ખડું કરીને મનને મનાવવા

પ્રયત્ન કરીશ. હૈયું ભરાઈ જાય છે. કલમ રિસાઈ જાય છે. ભાવી પ્રબળ છે. ભાગ્યમાં લખ્યું હશે, તો ફરીથી મળીશું. ? નહીંતર હરી ઈચ્છા બળવાન, પ્રણામ... તને મારા હૃદયના પ્રણામ....પણ લાવ તારા પર છેવટની દૃષ્ટિ નાંખીને મનમાં આનંદ માણી લઉં. તને મૂકીને જાઉ છું. પણ મનમાં લેતો જાઉ છું. નજર સમક્ષ ખડું કરીને આનંદ માનીશ. પ્રણામ છેવટના...પ્ર...ણામ...અસ્તુ...

લેખક : હીરાપૂરી એસ. ગોસ્વામી

સાર : વ્હાલામાં વ્હાલી વસ્તુનો એક દિવસ ત્યાગ કરવો પડે છે.

# દોહરા

નજર થકી મેં નીરખી, શિવ-શક્તિની જોડ,
ચંદુર મધ્યે બિરાજતા, પૂરે મનના કોડ,"
વંદન કરું ગુરુદેવને, અખંડ આનંદ છો આપ,
દીન દયાળુ દેવ છો, ને જપુ તમારાં જાપ,"
ધર્મ ધજાને ઢોલીયો, ધોતી-બંડી ઓર ચિલમ,
વ્રત અજાચક આપીયું, બાલયોગી દિયા બક્ષિસ."

# (પ.પૂ. હીરાપૂરી બાપૂની આરતી - ૧)

ૐ જય હીરાપુરી સ્વામી, પ્રભુ જય હીરાપુરી સ્વામી,
દીન દયાળુ કૃપાળુ, ગુરુ (૨) છો અંતરયામી... ૐ જય હીરાપૂરી
સંતસ્વરૂપે પ્રગટ થયા છો, કરવા ભક્તોના કામ, પ્રભુ (૨)
ત્રિવિધિનાં તાપો હણવા (૨) ગુણાતીત છો આપ.. ૐ જય હીરાપૂરી
ગુરુ વચને અન્નક્ષેત્ર ચાલે, જમે વરણ અઢાર, પ્રભુ (૨)
મીઠા પ્રસાદનું ભોજન આપે (૨) કળા કળી ન શકાય...ૐ જય હીરાપૂરી
વેદાંત સૂત્રનું સ્થાપન કીધું, વણમૂલે વેચાય, પ્રભુ (૨)
જો મળે અધિકારી આત્મા (૨) મોક્ષ લાઈન અપાય... ૐ જય હીરાપૂરી
મનને મારી દેવજ બનીયા, પ્રેમ તણાં પિંજર માંહી, પ્રભુ (૨)
દર્શન આવે નર નારી (૨) મહિમા અતિભારી...ૐ જય હીરાપૂરી
ગુરુ પ્રતાપે "શંભુપુરી" ગાવે, જે કોઈ ગાશે, પ્રભુ જે ભાવે ગાશે,
મન વાંછિત ફળ પાવે (૨) મોક્ષ પદે જાવે.... ૐ જય હીરાપૂરી

# આરતી - ૨

પ્રેમ થકી મેં નીરખી, શિવ-શક્તિની જોડ,
ચંદુર મધ્યે બિરાજતાં, પૂરે મનના કોડ,
ૐ જય હીરાપુરી સ્વામી, પ્રભુ જય હીરાપુરી સ્વામી,
પ્રેમ સ્વરૂપે પ્રગટયાં (૨) કરવા ભકતોના કામ.. ૐ જય હીરાપુરી
સુંદીર મુખડું ચંદ્ર સરીખું મન મોહે મારું, પ્રભુ (૨)
પ્રેમ દયાના ભંડાર (૨) ગંભીર ગુણમતી સાર.. ૐ જય હીરાપૂરી
ગિરનાર માંહી આપ ફરીયાં, વન ડુંગરમાંય, પ્રભુ (૨)
ત્યાંથી તે સાનકા મળી (૨) જાઓ ડુમાણા ગામ.... ૐ જય હીરાપૂરી
તન મન ધન, ગુરુ ચરણે અર્પ્યું, પ્રભુ (૨)
અનેક વિઘ્નો આવ્યાં (૨) આપે સહન કરીયાં.... ૐ જય હીરાપૂરી
શિવશક્તિની જોડ, નજર થકી નિરખી, પ્રભુ (૨)
સંસાર કેરા બંધન (૨) ગુરુ ગમથી કાપ્યાં... ૐ જય હીરાપૂરી
અજાચકનો નેમ, ગુરુ વચન પાળ્યો, પ્રભુ (૨)
અન્નક્ષેત્ર ચાલે (૨) સેવા કરો જાતે .... ૐ જય હીરાપૂરી
ગુરુ પ્રતાપે, દાસ "પરમો" ગાય, પ્રભુ (૨)
રાખો ચરણની માંય ગુરુ, રાખો હૃદયની માંય ગુરુ,
ભવના દુઃખો જય વામી, ૐ જય હીરાપૂરી સ્વામી ... ૐ જય હીરાપૂરી

# બાલગીરી બાપુની સ્તુતિ

મલ્યા બાલગુરુ ધિરાજ, સફળ થયો અવતાર,
રહી નહીં કોઈની આશ, ગુરુ પાર ઉતારો ... મલ્યા.
કરો દયા ગુરુદેવ, હું છું અજ્ઞાની બાળ,
મારી લેજો સંભાળ, ગુરુ પાર ઉતારો ... મલ્યા.
મારું નાવ તમારે હાથ, છોડ્યું દરિયા મોઝાર,
એક આપનો આધાર, ગુરુ પાર ઉતારો ... મલ્યા.
શિવ-વિરંચી દેવ, મેં તો મનથી માન્યા એમ,
ચૌદ બ્રહ્માંડોનાં નાથ, ગુરુ પાર ઉતારો... મલ્યા
મને આપો આતમજ્ઞાન, થાય સત્યનું ભાન,
કહે " હીરાપૂરી " એમ, ગુરુ પાર ઉતારો ... મલ્યા.

# ભજન ૧

ગુરુજી પધાર્યા છે આજ, કરવા ઉત્તમ રુડાં કાજ,
રાખો બિરદ કેરી લાજ, ગુરુજી આવો આવોને ..... ટેક
મારે થઈ ગઈ લીલા લેર, કર્યા મનના પૂરા કોડ,
બાલગુરુએ કીધી મેર, ગુરુજી આવો આવો ને ... ગુરુજી
આજે ઉઘડીયું અગમબારું, દીઠયું સર્વ અજવાળું,
થઈ ગઈ ગુરુદયા અપાર, ગુરુજી આવો આવોને .. ગુરુજી
ગુરુના ગુણનો નહીં પાર, હું છું અવગુણી ભંડાર,
ગુરુની મારા ઉપર મેર, ગુરુજી આવો આવો ને .... ગુરુજી
કરજોડી કહે હીરાપૂરી," ગુરુજી આપનો આધાર,
ચરણે નમાવું રે શીશ, ગુરુજી આવો આવોને .... ગુરુજી

# ભજન - ૨

ગુરુના શબ્દો કેરાં બાણ, એ તો લાગ્યાં હાડો હાડ,
હવે મરી ગયું છે મન, ગુરુ વચને આવો ને ... ટેક
ગુરુના સ્વરૂપમાંહી લીન, જાણે ઉગ્યો રવિભાણ,
હવે પ્રકાશ્યું આતમજ્ઞાન, ગુરુ વચને આવો ને .... ગુરુના
કરોને શબ્દ કેરો તોલ, રાખો વચનનો રે બોલ,
આ તો શુરવીરોના કામ, ગુરુ વચને આવે ને .... ગુરુના
ગુરુના રૂપો છે અપાર, સમાયા ત્રિગુણીના તાર,
હવે ચેતો નરને નાર, ગુરુ વચને આવો ને ...... ગુરુના
"હીરાપૂરી" કહે છે કે એમ, સમજો સતગુરુની શાન,
હું છું અજ્ઞાની બાળ, ગુરુ વચને આવોને ... ગુરુના

# ભજન - 3

આતમ રહ્યો છે મુંઝાઈ, હવે સૂઝે નહીં કાંઈ,
દયા લાવો ઉરમાંહી, ગુરુ તમે ઉગારો .... ટેક
હવે સમજાયું મનમાંહી, સગું વહાલું નહી કોઈ,
આ તો સ્વાર્થની સગાઈ, ગુરુ તમે ઉગારો .... આતમ
કરે ષડરિપુ હેરાન, હું તો ભૂલ્યો દેહભાન,
ચડયું ચકડોળે બહુ મન, ગુરુ તમે ઉગારો .. આતમ
મનડું થઈ ગયું અધીર, હવે રહે નહીં ધીર,
સૂણો ટેલીફોનના તાર, ગુરુ તમે ઉગારો .... આતમ
"હીરાપૂરી" કરે છે પોકાર, આતમ બોલે ગિરનાર,
ગુરુ ચડજો મારી વાર, ગુરુ તમે ઉગારો .. આતમ

# ભજન - ૪

આવ્યો કલી ભારી, વધ્યું પાંખડનું જોર,
થઈ ભક્તિ વ્યભિચારી, ગુરુ તમે ઉગારો ... ટેક
પડયાં પંથો અનેક, એમાં સત્ય નહીં એક,
કરે જ્ઞાનની પંચાત, ગુરુ તમે ઉગારો .... આવ્યો
નથી સત્યનું ભાન, કરે બીજાનું અપમાન,
કરે ઉપદેશ મસ્તાન, ગુરુ તમે ઉગારો .... આવ્યો
આ છે કર્મોના સંતાન, ભૂલી બેઠા સો ભાન,
અસલ રિતીનું નહીં જ્ઞાન, ગુરુ તમે ઉગારો.... આવ્યો
કહે "હીરીપુરી" આજ, સુણો ગુરુ ધીરાજ,
હવે રાખો મારી લાજ, ગુરુ તમે ઉગારો .... આવ્યો

# ભજન - ૫

(રાગ : હીચનો)

ગુરુજી આવજો હો, મારા આંગણીયે,
પાવન કરવાને હો, મારા આંગણીએ .... ટેક
જીવ મુંઝાય છે, વિકલ્પ થાય છે,
નાવડું હંકારવા હો, મારા આંગણીયે .... ગુરુજી
શબ્દોનું જ્ઞાન નથી, ભક્તિનું ભાન નથી,
અજ્ઞાની બાળ છું હો મારે આંગણીયે .... ગુરુજી
આ તો કળિયુગ છે, માયા કેરું જોર છે,
ષડ્‌રીપુ સંહારવા હો, મારે આંગણીયે .... ગુરુજી
આપનો આધાર છે, અટલ વિશ્વાસ છે,
ગુરુજીના ચરણોમાં હો,"હીરાપુરી" ગાય છે.
બિરદ રાખવા હો, મારે આંગણીયે ... ગુરુજી

# ભજન - ૬

ભ્રમણાઓ ભાગી હો, ગુરુજીના જ્ઞાને,
સંશયો ટળીયા હો, ગુરુજીના જ્ઞાને ... ટેક
આતમ એક છે, બ્રહ્મ જ સત્ય છે,
દીપક પ્રગટાવવાં હો, ગુરુજીના જ્ઞાને .... ભ્રમણાઓ
સર્વમાં હું છું, મારામાં સર્વ છે,
તત્વ સમજાયું હો, ગુરુજીના જ્ઞાને ... ભ્રમણાઓ
બ્રહ્મા ને વિષ્ણુ, શિવ અને શક્તિ,
ૐ માં છુપાયા હો, ગુરુજીના જ્ઞાને ..ભ્રમણાઓ
ચંદા, સૂરજ ને, નવલખ તારલા,
તેજમાં સમાયાં હો, ગુરુજીના જ્ઞાને ... ભ્રમણાઓ
સુખને દુઃખનું, રાગ અને દ્વેષનું,
ભાન કરાવ્યું હો, ગુરુજીના જ્ઞાન .... ભ્રમણાઓ
ગુરુજીના ચરણોમાં "હીરાપૂરી" ગાય છે.
નિજ સ્વરૂપે નિરખ્યું હો, ગુરુજીના જ્ઞાને ... ભ્રમણાઓ

# ભજન : ૭

(રાગઃ હરિગીત)

દશનામ માંહી દીપક પ્રગટ્યો, સર્વ દિશાએ પ્રકાશતો,
ધર્મ ઉધ્ધારણ પતિત પાવન સર્વ માંહી બિરાજતા,
શિવ સ્વરુપમાં રહે ન્યારા, જગમાંહી વિખ્યાત છે,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવને .
ડંકો વાગ્યો અન્નક્ષેત્રમાં, ધન્ય ધન્ય યોગી બાલને,
અલખ પુરુષ મહાજ્ઞાની, પરચા આપે પ્રેમીને,
જ્ઞાન રસ્તો બતાવે સીધો, એવી રીત છે એમની,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવને....
સંન્યાસ્ દીપે અતિ અદ્‌ભૂત, વાણી ત્યાં મૌન જ થતી,
વળી સંસાર કેરો ત્યાગ કીધો, જયાગૌરી મહાસતી,
સંન્યાસ ને વળી ગૃહસ્થ ધર્મ, કર્મ જ્ઞાનથી દીપતો,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવને....
ધર્મ કાજે દેહ ધરિયો, શિવ-શક્તિની જોડ છે,
સાવ સાદી ઝુંપડીમાં, અષ્ટસિદ્ધિનો વાસ છે,
ચાર વર્ણો નમે પ્રીતે, એવું અલૌકિક તત્વ છે,
એવા બાલયોગી સર્વ ત્યાગી,નમુ શ્રી ગુરુદેવને...

મોટા મોટા સિધ્ધપુરુષો, જ્ઞાન ગોષ્ઠિયું કરે,
ચરણે આવીને નમન કરે, ગુરુ બાલ તણી આશિષ ફરે,
એવા સર્વ ગુણ સંપન્ન જ્ઞાની, ધર્મની રક્ષા કરે,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવને......
ત્રિવિધિના તાપો હણવા, જાઓ ડુમાણા ગામમાં,
સેવા કરો આશિષ લેજો, રાખો વચન વિશ્વાસમાં,
વચનમાં વિશ્વાસ રાખો, ઉગરશો ભવજાળમાં,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવ ને ...
ગુરજીના ચરણો માંહી, "હીરાપુરી" ગાય છે,
આવા વિરલા જગ માંહી, ક્યાંકતો વરતાય છે,
ત્રિવિધિના તાપો બળે, દર્શનથી દુઃખ જાય છે,
એવા બાલયોગી સર્વ ત્યાગી, નમુ શ્રી ગુરુદેવને..

# ભજન : ૮

( રાગ : આરાસુર ધામમાં )

ચંદૂર ગામમાં ને નિલકંઠ ધામમાં,
આજે ગુરુજી પધારીયા રે,
છવ્વીસની સાલમાને માગસર માસમાં,
તિથિ સાતમ વાર શિવનો રે ........
પગલે ને પગલે કર્મોજ કાપીયાં,
પવિત્ર કર્યું છે ગામને રે,
આનંદ આનંદ સર્વમાં વ્યાપીયો,
કંકુને ચોખલે વધાવીયાં રે ............. ચંદૂરગામમાં
ભ્રમણાઓ ભાગીને સંશયો ટળીયાં,
હર્ષના આસુંડા આવીયાં રે,
સદ્ગુરુ રીઝીયાને વચન બોલીયાં,
સનમાન કરજો સંતનું રે........... ચંદૂર ગામમાં
માંગવું નહીંને ખરડો નવ કરવો,
રાખો વચન વિશ્વાસમાં રે,
ધન રે ધન ગુરુના બિરદને,
હર્ષથી ઝાલ્યો હાથ રે .. ................ ચંદૂર ગામમાં
ગુરુજીના ચરણો માંહી "હીરાપુરી" ગાય છે,
અગમ ચાવી આપી રે,

# ભજન: ૯

( રાગઃ પરજીયો )

ગુરુ મળ્યા મહાજ્ઞાની રે, ટાળો ત્રિવિધિના તાપજો,
જીવન મુક્ત કરો જેલથી, પૂરો મનડાના કોડજો,
જય જય જય બાલયોગીને.....
ગુરુ મળ્યાં જોગેશ્વરા રે, ટાળો પરભવના ફંદ જો,
ભ્રમણાઓ ભાંગો મનની, કરો જ્ઞાનનો પ્રકાશ
જય જય જય બાલયોગીને.....
બાલયોગી બાલેશ્વરા રે, જાણો મન કેરી વાતજો,
દીપક પ્રગટાઓ ઉર માંહી રે,મરણ પહેલાં મરી જાઉં રે,
જય જય જય બાલયોગીને.....
અરજી લેજે મારી ધ્યાનમાં રે, મારા દયા કેરા દેવજો,
સર્વ સોંપ્યું છે ગુરુ આપને, કરી બેઠો છુ નિરાંત જો,
જય જય જય બાલયોગીને.....
જળ વિના જેમ માછલી રે, તરફડી કાઢે પ્રાણ જો,
આપ વિના મારું નાવડું રે, ડૂબે દરિયાની માંયજો,
જય જય જય બાલયોગીને.....
ગુરુ પ્રતાપે "હીરાપૂરી" ગાય છે રે, કરું હું રુદિયા કેરી વાતજો,
આવો આવો ગુરુ આ સમયૈ, જાય બિરદ કેરી લાજ જો,
જય જય જય બાલયોગીને....

# ભજન : ૧૦

યાદ તો આવે મુને યાદ તો આવે,
ગુરુજીના વચનો મને યાદ તો આવે ........ ટેક
હરતાં ને ફરતાં કામ જ કરતાં,
જ્યાં જ્યાં જોવું ત્યાં તો યાદ જ આવે ........ યાદ તો.
કોણ જાણે શું થયું, ઝબકીને જાગું,
પાગલ થયો છે જીવ, ગુરુજીના વચને ....... યાદ તો.
છૂટયું જયારે તીર, મન વિંધ્યું મારું,
ફકીરી માંહી મુને અમીરી દેખાઇ ........ યાદ તો.
ગુરુજીની મૂરતિ, સૂરતે સમાઇ
એવી રે સમાઇ મુને કાયમ રડાવે ........ યાદ તો.
મલ્યા જયારે બાલયોગી, સર્વ કર્મ કાપ્યાં,
ગુરુજીના ચરણોમાં "હીરાપુરી" ગાય રે........... યાદ તો.

# ભજન : ૧૧

( રાગઃ અજબ શકિત નિહાળી જોગીડા તારી )

શરણે આવ્યો તમારી ગુરજી મારા,
શરણે આવ્યો તમારી રે હે ....... જી........ ટેક
દયા કરો ગુરુદેવ મોરારી, નથી ઉગરવાનો આરો રે,
અવગુણોથી હું ભરેલો, રાખો બાળક જાણી ......શરણે
વનોવન રઝળ્યો પણ, આતમજ્ઞાન ન માણ્યું,
એકજ આપના નામનો આધાર, કેમ મૂકું હવે કેડો રે...શરણે
આતમજ્ઞાનની લગની લાગી, છીપાઇ નવ છીપે રે,
અગમપંથનો રાહ બતાવો, નહીંતર થાશે ભવાઇ.... શરણે
નાવડું છોડ્યું આપ ભરૂશે, લઇ લેજો ઉગારી રે,
સુકાની વાવ નાવ કેરા, નહીંતર ડૂબીએ દરિયા માંહી... શરણે
વાણી બોલું પણ શું બોલું, તેની ગમ નથી જરાયે રે,
ગુરુ પ્રતાપે કહે "હીરાપુરી', મુને પ્રેમે પાસે બોલાવો .... શરણે

# ભજન : ૧૨

( રાગઃ મન મારીને રથડા ખેલ રે)

મેં તો નજરેથી દીઠ્યાં શિવરાય રે મન મોહ્યું રે
સુંદર જટાની શોભા ઘણી સારી રે મન મોહ્યું રે
મૂછ દાઢીની શોભા બહું સારી રે મન મોહ્યું રે
ભગવા અંચળાની છે બલિહારી રે મન મોહ્યું રે
શિવ પહેરે છે ધોતીને બંડી રે મન મોહ્યું રે
વળી નામ બાલેશ્વર યોગી રે મન મોહ્યું રે
ભાલે દીપે છે ભસ્મ કેરી રેખા રે મન મોહ્યું રે
માંહી સમાયા તુરિયાના તાર રે મન મોહ્યું રે
સુંદર મુખડું અતિ શોભે છે સારું રે મન મોહ્યું રે
જાણે ઉગ્યો છે બીજ કેરો ચંદ્ર રે મન મોહ્યું રે
સૂરજ સરીખી દિશે છે ક્રાંતિ રે મન મોહ્યું રે
નયનમાંહી વરસે છે અમીની ધારા રે મન મોહ્યું રે
ભૃકુટી માંહી સમાયું બ્રહ્માંડ રે મન મોહ્યું રે
દંત દાડમની કળી સરીખા રે મન મોહ્યું રે
હાસ્ય માંહી ઉડે પ્રેમ છોળા રે મન મોહ્યું રે
એ તો બાલે છે બાવન બાર રે મન મોહ્યું રે
વળી કેડ છે પાતળી ને વાંકી રે મન મોહ્યું રે
દિશે છે નટવર નંદ કિશોર રે મન મોહ્યું રે
આજે ઉરમાંહી આનંદ અતિ રે મન મોહ્યું રે
જાણે દેહમાંથી છૂટી જાશે પ્રાણ રે મન મોહ્યું રે

# ભજન - ૧૩ (પુજા)

કોની તો કરું રે પૂજા કોની તો કરું રે,
સર્વવ્યાપક બ્રહ્મ, પૂજા કોની તો કરું.... ટેક
દીપમાળ પુરું હું તો, દયા કરો દિલમાં,
અજવાળે માલું ને પાંચને બાળું રે ....કોની તો
વિરાટ સ્વરૂપે વસ્યો છે, સર્વમાં વ્યાપક રે,
નૈવેધ ધરાવું મારા મનડાને મારી રે ... કોની તો
અખંડ ખુમારી સ્વરૂપમાં નીરખું રે,
ત્યાં આરતી કોની તો ઉતારું રે .... કોની તો
કાશી માંહી વસ્યો અવિનાશી રે,
જ્ઞાનગંગામાં હું તો ડુબકી મારું રે .... કોની તો
ચોરાશી લાખ યોનિ, દીવડા પ્રગટાવ્યાં રે,
દીવે રે દીવે હું તો, સર્વમાં ઘુમું રે .... કોની તો
ગુરુ પ્રતાપે "હીરાપુરી" ગાય છે રે,
આઠે પહોર હું તો આરતી ઉતારું રે.... કોની તો

# ભજન - ૧૪

(રાગઃ સુદામાજી દ્વારકામાં આવ્યા રે)

મલ્યા ગુરુ બાલગીરી સ્વામી રે,
નિર્ભય થયો મનથી હે.... જી
રહ્યો નહીં કોઈનો ભય રે,
ચાવી રે આપી રે અગમઘરની હે.... જી
ગુરુગીતા મુને સાર રે સમજાવ્યો રે,
સર્વમાં વસે મારો આત્મા રે,
પ્રગટાવ્યો આનંદ ઉરમાં હે .... જી.
જ્ઞાની અજ્ઞાની સર્વમાં વ્યાપ્યો રે, મારામાં સર્વ સમાણું રે,
સમાણું બ્રહ્માંડ સર્વે રે... જી
સમદ્રષ્ટિ રાખજે બેટા, સઘળાં મારા સ્વરૂપો રે,
મારામાં રૂપો છે અનેક રે,
અનેકમાં હું એક છું રે ... જી.
ગુરુના પ્રતાપે "હીરાપુરી" ગાય છે રે,ગુરુના ગમનો નહીં પાર રે,
વખાણ તેના શાં કરું રે હે.... જી

# ભજન - ૧૫

ભગવા બાનાનો પરતાપ ભારી રે,
વખાણ તેના શાં કરું રે હે.... જી
બાનું દેખી નમે નહીં, ચંડાળ કહીએ તેને રે,
તેના મૂખ દીઠે લાગે રે પાપ રે,
પાપ લાગે અતિ ઘણું રે હે.... જી.
ચારે વર્ણો નમે તેને, વેદનું મસ્તક છે રે,
જેના સંગથી તરીયાં અનેક રે,
પરચા આપ્યાં જગ માંહી રે હે .... જી
જ્ઞાન કેરી નિશાની, ભગવું દીપાવે ભારી રે,
જે ના નમે તે નારકીમાં જાવે રે,
દેવતાઓ રૂઠે ત્યાં થકી રે .... હે.... જી
સર્વે દેવો માંહી રે શિવજી પુજાવે રે,
પૂજે ચૌદ બ્રહ્માંડમાં રે,
પૂજે છે અતિ પ્રેમથી રે .... હે.... જી
અજન્મા છે શિવયોગી, બાનું ધરે ભગવું રે,
રંગ્યું શકિતના રુધિર રે,
આપ્યું છે સંન્યાસ ને રે હે... જી
ગુરુજીના જ્ઞાને "હીરાપૂરી" ગાય છે રે,
બાનું બાંધ્યું જેના શિર રે,
ધન ધન તેની જાતને રે હે.... જી

# ભજન ૧૬

-: રુદ્રાક્ષઃ

વારે વારે કહું એક વાત રે,
સમજો ને સમજુ શાનમાં હે.......... જી
રુદ્રાક્ષ નો મહિમા ભારી, જુઓ તમે શાસ્ત્ર માંહી,
સર્વ કર્મો નાખે બાળી રે,
મોક્ષનું દ્વાર ત્યાં ખૂલે છે........... જી.
જ્ઞાનીજનો જુક્તિ જાણે, અનુભવી કથીને કહે રે,
બાંધો તમે નરને નારી રે,
બાંધોને સર્વે આત્મા હે............. જી
સફેદ, લાલ, પીળો, કાળો, ભેદ તેના ચાર રે,
ચાર વર્ણના ચાર ફળો રે,
હતાં રે નેપાળ દેશમાં હે .......... જી
વર્ણાશ્રમ નાશ થયો, ફળ રહ્યું એક રે,

ચાર વર્ણો તમે બાંધો રે,
બાંધોને સાચા મનથી રે હે .......... જી
ગુરુજીના જ્ઞાને "હીરાપુરી" કહે છે રે,
જેના ગળામાં રુદ્રાક્ષ હોવે રે,
જમડાનું જોર નવ ચાલે રે હે...........

## ભજન : ૧૭

(શિવ-સ્મરણ)

જેને મૂખમાં શિવ શિવ નામ રે,
મુક્તિ તેને સેજે મલે રે....... હેં....... જી
શિવ શિવ નામ જપે, ભસ્મ લગાવે પ્રીતે રે,
વળી હોય ત્યાં રુદ્રાક્ષ, કેરું સ્થાન રે,
- કૈલાસ માંહી બેસણાં હેં .......... જી
શિવપુરાણ જુઓ તપાસી, સત્ય લખ્યું તેની માંહી,
શાસ્ત્રો પૂરે તેની શાખ રે,
વિચારોને મન થકી હેં............. જી
અજન્મા છે શિવયોગી, અંતરમાં અજવાળાં કરે,
સંચિત કર્મનો કરે નાશ જ રે,
જપીલો શિવ શિવ નામને હેં......... જી
સદ્‌ગુરુ ચરણે રે "હીરાપુરી" ગાવે રે,
હું તો કહું છું વારંવાર રે,
રટીલો શિવ શિવ નામને હેં............

## ભજન - ૧૮

આવો સંતો સહેજે સમજાવું રે,
વિવેકની કહું વાતડી હે .... જી
ગુરુ શિવ સ્વરૂપ છે, ભેદ નથી તેમાં રે,
ભેદ જે માને તે નરકમાં જાવે રે,
ચોરાશી આંટા તે ફરે રે... આવો સંતો.
દ્વૈતની પ્રગટાવો હોળી, અદ્વૈતમાં માણો રે,
સર્વમાં વસે છે મારો આતમ રે,
સંશયો નામોને છેદી રે.... જી...આવો સંતો
ચાર વેદનો તત્વ જાણો, તત્વમસી માણો રે,
કરી નાખો પાંચનો કચ્ચર ઘાણો રે,
સળગાવો તેની હોળીયું રે હે.જી. આવો સંતો.
ગુરુ ગમથી લોને ગોતી,પ્યાલી પીવોને શુન્ય માંહી રે,

શુન્યમાં આવે છે રણુંકારો રે,
અદ્વૈતની આવે હેડકી હે.... જી.... આવો સંતો
ગુરુજીના પ્રતાપે "હીરાપૂરી" ગાય છે રે,
ગુરુ ગોતી લો આતમજ્ઞાની રે,
મજા રે માણો શૂન્યમાં હે.... જી.

## ભજન - ૧૯ (રાગ મને મારીને રથડા ખેલ રે)

તમે ભાવે ભજો શિવરાય રે ભવદુઃખ ત્યાગે રે
એ તો દેવોનો દેવ મહાદેવ રે ભવદુઃખ ત્યાગે રે
વળી ભાંગ ધતુરાનો ભોગી રે ભવદુઃખ ત્યાગે રે
ગળે લીપટાવે કાળા સર્પો રે ભવદુઃખ ત્યાગે રે
વળી ભસ્મ ચડાવે છે અંગે રે ભવદુઃખ ત્યાગે રે
શીતળ ચંદ્ર ધર્યો છે શીશ રે ભવદુઃખ ત્યાગે રે
અર્ધાગે શોભે છે ઉમૈયા સતી રે ભવદુઃખ ત્યાગે રે
મસ્તકે બિરાજે છે ગંગાબાઈ રે ભવદુઃખ ત્યાગે રે
વસ્ત્ર શોભે છે વાઘમ્બર કેડે રે ભવદુઃખ ત્યાગે રે
ત્રિશુલ ડમરુની શોભા ઘણી રે ભવદુઃખ ત્યાગે રે
નંદી તણી કરે અસવારી રે ભવદુઃખ ત્યાગે રે
સાથે શોભે છે ગુણપતી રે ભવદુઃખ ત્યાગે રે
વળી ધ્યાનમાં સાગર ભોળો રે ભવદુઃખ ત્યાગે રે
ગુરુ પ્રતાપે "હીરાપુરી" ગાય રે ભવદુઃખ ત્યાગે રે
શિવ શિવ રટો તમે નામ રે ભવદુઃખ ત્યાગે રે

## ભજન - ૨૦ (રાગઃ રાહુડો)

ડંકો દીધો છે અન્નક્ષેત્રમાં,
દીપાવ્યું છે ડુમાણા નાનું ગામ રે,
બાલગીરી બાપુ ધન્ય ધન્ય ગુરુના બિરદને ... ટેક
ચોરે ચૌટે બાપુની નામના,
દીપાવ્યું કાંઈ દશનામ કેરું કુળ રે,
બાલગીરી બાપુ ધન્ય ધન્ય ગુરુના બિરદને ....
ચારે દિશામાં પડઘા ગાજતાં,
ડુમાણામાં પ્રગટ થયાં છો પીર રે,
બાલગીરી બાપુ ધન્ય ધન્ય ગુરુના બિરદને ...
અષ્ટ સિધ્ધને નવ નિધિયું,
ચરણ માંહી આળોટે સદાય રે,
બાલગીરી બાપુ ધન્ય ધન્ય ગુરુના બિરદને ...
ગુરુ પ્રતાપે "હીરાપુરી" ગાય છે,
કરજો કરજો મારી તમે સહાય રે,
બાલગીરી બાપુ ધન્ય ધન્ય ગુરુના બિરદને. ટેક

# ભજન - ૨૧

કર્મબંધન છોડાવે ગુરુજી મારા, કર્મબંધન છોડાવે રે,
સર્વ વ્યાપક ચૈતન્ય તું છે, તત્વનું ભાન કરાવે .. ટેક
મારું ને તારું મનથી મુકાવી, ચિત્તની શુધ્ધિ કરાવે,
નુરત સૂરતનો નેડો લગાવી, ઉલ્ટી ક્રિયા તો કરાવે,
ગુરુજી મારા કર્મબંધન .....
પ્રેમ મસ્તીમાં પાગલ બનાવી, ફળની ઈચ્છાયું તજાવે,
નિજાનંદની લાલી લગાવી, આનંદ ઉર ઉલટાવે,
ગુરુજી મારા કર્મબંધન ...
ગ્રંથપંથની ગરબડ મૂકાવી, મોક્ષનો મારગ બતાવે,
સત્યનો મારગ સૌથી મોટો, તે ચિત્ત માંહી ઠરાવે,
ગુરુજી મારા કર્મબંધન...
ગુરુ પ્રતાપે ગાય "હીરાપુરી) શરણાગતિ ધર્મ બતાવે,
નરનારી તો પાટે બિરાજે, અલગ ધણીને ઓળખાવે,
ગુરુજી મારા કર્મબંધન .....

# ભજન - ૨૨

ગુરુવચને બની ઘેલી રે, સાહેલી મારી,
ફેંકયા શબ્દો મારાં સારું, વિંધાયું કાળજું મારું,
શબ્દ શબ્દ માયા મેલી રે, સાહેલી મારી.... ટેક
આવે છે આનંદ હેલી, બની ગઈ હું તો ચેલી,
મસ્ત ફરું છું હું અકેલી રે, સાહેલી મારી....ગુરુ વચને
લક્ષ લઈને લગન કીધાં, પ્રેમનાં તો પ્યાલા પીધાં,
દેહ દશા મેં ધકેલી રે, સાહેલી મારી...... ગુરુ વચન
સતના જાનૈયા લીધાં, સતના હથિયાર કીધાં,
વચનેથી વરી ચુકેલી રે, સાહેલી મારી.........ગુર વચને
ચૌરાશીની મટી ખાઈ, સમાઈ સ્વરૂપ માંહી,
નિર્ભયમાં હું આવેલી રે, સાહેલી મારી....... ગુરુ વચને
કહે "હીરાપુરી" વાણી, સઘળી વાતો કેમ જાણી,
બાલગુરુ મારા બેલી રે, સાહેલી મારી .... ગુરુ વચને

## ભજન : ૨૩

ગુરુજીએ મનડું હરીયું રે સાહેલી મારી.
ચિત્તડાને ચોરી લીધું, પ્રેમ તણાં પિંજર માંહી,
મસ્ત ફરું છું દિવાની રે સાહેલી મારી..... ટેક
સૂર્ય સરીખી ક્રાંતિ દિશે, નયન જોઈ બની ઘેલી,
દેહતણું ભાન ભૂલી રે, સાહેલી મારી.... ગુરુજીએ...
અનુભવી વાણી એવી રે, આઠે પહોર આનંદ હેલી,
સૂણી મારું હૃદય ધડકે રે, સાહેલી મારી.... ગુરુજીએ...
ગુરુજી મારા પ્રગટ પીરજી, કર્મબંધન નાંખ્યા કાપી,
ચિત્તડામાં ઢાળી બાજી રે સાહેલી મારી.... ગુરુજીએ...
કહે "હીરાપુરી" વાણી, ગુરુ મારા આતમજ્ઞાની,
બાલગુરુ મારા બેલી રે, સાહેલી મારી....... ગુરુજીએ...

## ભજન : ૨૪

વડા ધર્મનો મહિમા મોટો રે સાહેલી મારી,
વડા ધર્મનો મહિમા મોટો, ચોવીસ આજ્ઞા પૂર્ણ પાળો,
ગુરુજીના વચને હાલો રે, સાહેલી મારી.... ટેક
શિવ-શક્તિ મળી સ્થાપન કીધું, જતી સતીએ ઝીલી લીધો,
સવરા મંડપ કીધો સારો રે, સાહેલી મારી... વડાધર્મનો...
કૃષ્ણ પ્રભુજી મર્મ જાણે, ગોપીઓને ગમ આપે,
ઓધવજીની મતિ મુંઝાઈ રે, સાહેલી મારી... વડાધર્મનો...
રામાપીરે પાટ જ કીધો, ડાલીબાઈને ગમ આપી,
નેતલદેની અવળી મતિ રે, સાહેલી મારી... વડાધર્મનો...
સાચા સંતો મર્મ જાણે, અધિકારીને ગમ આપે,
અજ્ઞાની અથડાઈ મરે રે, સાહેલી મારી... વડાધર્મનો...
આત્મા સર્વે એકજ માનો, ગુરુ વચને સર્વે અર્પો,
વચનનો મર્મ જાણો રે, સાહેલી મારી... વડાધર્મનો...
ગુરુજીએ ગમ આપી કહે "હીરાપુરી" એમ,
ભીતરની ખડકીયું ખોલી રે, સાહેલી મારી... વડાધર્મનો...

# ભજન : ૨૫

અમર વરને વરી ચુકી રે જ્ઞાની રે ભક્તો,
અમર લોકમાં ઉગ્યો આંબો, શાખાવાળું સર્વે ફૂટી,
અંતરમાંહી એક જ વસ્તુ રે, જ્ઞાની રે ભકતો.. અમર વરને...
નિરાકાર રુપ મારુ, હાથપગ નહીં બારું,
ભ્રાન્તિથી બતાએ ન્યારું રે, જ્ઞાની રે ભક્તો... અમર વરને...
મુક્તિ કોની પાસે માગું, જ્ઞાનીઓ બતાવો સાચું,
અનુભવની આતો વાતું રે, જ્ઞાની રે ભક્તો... અમર વરને...
કહે "હીરાપુરી" વાણી, ગુરુ મારા બ્રહ્મજ્ઞાની,
અદ્વૈતની ખોલી બારી રે જ્ઞાની રે ભક્તો... અમર વરને...

# ભજન -૨૬

સુરતા શબ્દ પ્રેમ જગાડી, છટકીને ક્યાં જાશો રે,
પાગલ કીધી ગુરુજી મુજને, કેમ કરીને રહીએ રે,
અખંડ ખુમારી લગી, પ્રેમ સોહંગ તાર મીલાયા રે,
પલ પલ મારા જુગ જુગ જેવા, કોને વાતું કહીએ રે,
કામ ન સૂઝે, કાજ ન સૂઝે, બની ગઇ દીવાની રે,
ગુરુજી મારા મનડું તલસે, નેડો શીદ લગાડ્યો રે,
જેને શબ્દના બાણ જ વાગ્યા, વ્રેહ વેદના જાણે રે,
પ્રેમ તણી પ્રિતું બંધાણી, શામળીયા તમ સાથે રે,
ઊંડાજળમાં ડૂબકી મારી, વરદ શીદને વાઢો રે,
નફ્ટ થઇને શીદ ફરો છો, કાંઇ દયા ઉરમાં લાવો રે,
તન મન ધન અર્પ્યું તમને, પ્રભુથી અધિક માન્યાં રે.
આપત વેળાના છો બેલી, તમથી પ્રિતું લાગી રે,
પ્રાણ પ્યારા ગુરુજી મારાં, દાસી ને ઉગારો રે,
બળતાં માંહી બેલી થાઓ, બિરદને સંભાળી રે,
નયનમાંથી પ્રેમ જ વરસે, હ્રદય ધડકે મારું રે,
દેહ તણું હું ભાન જ ભૂલી, લખતા હવે લાજું રે,
ગુરુ પ્રતાપે ગાય "હીરાપુરી" શું કહું તમને ઝાઝું રે,
બેહદ માંહી આપ જ ખેલો, જગત રહેશે જોતું રે.

# ભજન : ૨૭

(રાગ - સુદામાજી દ્વારકામાં આવ્યાં રે)

સદ્‌ગુરુ મલ્યા જેને પૂરા રે, સામૈયા કરે દેવતા હે...જી.. ટેક
ચૌદ લોકમાં તેરે પૂજાય રે,
દેવતા ઉતારો એમની આરતી રે,
ઉતારે એની પ્રેમથી રે ............ સદ્‌ગુરુ મલ્યા ......
ઇન્દ્રથી અધિક વૈભવ, ગુરુનો વખાણું રે,
બ્રહ્માની વાણી પડે ત્યાં બંધ રે,
દેવતાઓ આપે ત્યાં બેસણાં જી ... સદ્‌ગુરુ મલ્યા ..
કર્મ, ભક્તિ, યોગ, જ્ઞાન, ગુરુના ચરણમાં રે,
ચાર વેદનો ત્યાં વાસ રે,
મોક્ષનું જ્ઞાન ત્યાં વસે રે જી.....સદ્‌ગુરુ મલ્યા ...
ગુરુના પ્રતાપે "હીરાપુરી" ગાય છે રે,
ગુરુના ગમનો નહીં પાર રે,
વખાણ તેના શાં કરું રે જી ... સદ્‌ગુરુ મલ્યા ...

# ભજન : ૨૮

ચાર વર્ણના ચાર ધર્મો રે
સમજાવું આણી પ્રેમથી હે.......... જી
જીભે જેને સરસ્વતી, વેદની મર્યાદા પાળે રે,
જેના કર્મો શાસ્ત્રને મળતાં રે, અમલમાં હું વે પૂરાં હે...જી
ધર્મને કાજે પ્રાણ અર્પે રે,
મરણની મોજ હોંશે માણે રે, તેને કહીએ ક્ષત્રિય ધર્મ છે ..જી
વૈશ્ય હોય શૂરો, અહિંસામાં પૂરો રે,
દયાનો સાગર હોય રે, પાલન સર્વેનું કરે છે ..જી
શુદ્ર કેરો ધર્મ જાણું ગુરુજીના જ્ઞાને રે,
સેવા સમર્પણના ભાવ રે, કરે છે અતિ પ્રેમથી રે હે ....... જી
બાલગુરુના ચરણમાં "હીરાપુરી" ગાય છે,
ગુરુજ્ઞાન સમજાવ્યું રે, સમજુ રે સમજો ઉરમાં હે......જી

## ભજન : ૨૯

(રાગ - મને મારીને રથડા ખેલ રે બાળા રાજા રે)

સર્વમાં વસી રહ્યા છે શિવરાય રે ભવદુઃખ ભાગે રે,
બ્રહ્મા વિષ્ણુને મહાદેવ રુપ રે ભવદુઃખ ભાગે રે,
પવન પાણીને વળી પ્રકાશ રે ભવદુઃખ ભાગે રે,
અણું અણું માં રમતો શિવ રે ભવદુઃખ ભાગે રે,
ઉત્પત્તિ, સ્થિતિ ને કરે લય રે ભવદુઃખ ભાગે રે,
છતાં નિર્ગુણ છે શિવયોગી રે ભવદુઃખ ભાગે રે,
બાવન બાર છે કે ૐ કાર રુપ રે ભવદુઃખ ભાગે રે,
સર્વ સમાયા તેની માંહી રે ભવદુઃખ ભાંગે રે,
વેદ શાસ્ત્ર વદે છે એમ રે ભવદુઃખ ભાંગે રે,
જેનું જનમ મરણ નાહી રે ભવદુઃખ ભાંગે રે,
અખંડ આનંદ કહેવાય છે યોગી રે ભવદુઃખ ભાંગે રે,
જેનું મળે ન મૂળ કે ટોચ રે ભવદુઃખ ભાંગે રે,
ભક્તિ ને આધીન છે ભોળો રે ભવદુઃખ ભાગે રે,
પછી જીવ બની જાય શિવ રે ભવદુઃખ ભાંગે રે,
અષ્ટ સિદ્ધિને નવ નિધિ ત્યાંય રે ભવદુઃખ ભાંગે રે,
ગુરુ પ્રતાપે "હીરાપુરી" કહે છે રે ભવદુઃખ ભાંગે રે,
આ તો મોંઘેરો માનવ દેહ રે ભવદુઃખ ભાંગે રે,

## ભજન : ૩૦

( રાગઃ - ઉપરનો )

તમે પ્રેમે ભજો શિવરાય રે, ભવદુઃખ ભાંગે રે,
શિવ સદાય છે નિરગુણ જોગી રે, ભવદુઃખ ભાંગે રે,
પણ ભક્ત માટે છે સગુણ રે, ભવદુઃખ ભાંગે રે,
બ્રહ્મા વિષ્ણુ કરે પદ સેવ રે, ભવદુઃખ ભાંગે રે,
જેની કૃપાથી બ્રહ્માંડ સર્જ્યો રે, ભવદુઃખ ભાંગે રે,
એ તો એક છે અનેક રુપે રે, ભવદુઃખ ભાંગે રે,
દેવ દાનવ ભજતા તેને રે, ભવદુઃખ ભાંગે રે,
વિશ્વામિત્ર, વશિષ્ઠ અને રામ રે, ભવદુઃખ ભાંગે રે,
વળી જનક, રાવણને ગુરુદ્રોણ રે, ભવદુઃખ ભાંગે રે,
જેના નામે ઉગરીયા અનેક રે, ભવદુઃખ ભાંગે રે,
શંભુ જ્યોર્તિલિંગો છે બાર રે, ભવદુઃખ ભાંગે રે,
વળી ઉપલિંગો છે અનેક રે, ભવદુઃખ ભાંગે રે,
ચોદ બ્રહ્માંડનો છે નાથ રે, ભવદુઃખ ભાંગે રે,
સ્વર્ગ લોકમાં પૂજાયે શીશ રે, ભવદુઃખ ભાંગે રે,

મૃત્યુલોકમાં પૂજાયે લિંગ રે, ભવદુઃખ ભાંગે રે,
વળી પાતાળમાં પૂજાયે ચરણો રે, ભવદુઃખ ભાંગે રે,
કાશી નગરી કીધી છે અવિનાશી રે, ભવદુઃખ ભાંગે રે,
જ્યાં જન્મ મરણ છૂટી જાય રે, ભવદુઃખ ભાંગે રે,
ગુરુપ્રતાપે "હીરાપુરી" ગાયે રે, ભવદુઃખ ભાંગે રે,
શિવ ગુરુને માનો એકરુપ રે, ભવદુઃખ ભાંગે રે,

## ભજન : ૩૧

(રાગ : સૂરતા મારી ચાલી)

તમે કંઠી બાંધો પ્રેમે, આવો ભક્તિના મેદાને,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે.... ટેક
કંઠીના ગુણો ચાર, તેમાં વિશ્વ સમાયું સાર,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે.... તમે કંઠી
જો છટક્યું મન તન, તો ચોરાશીના ગમ,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે.... તમે કંઠી
જયારે સદ્‌ગુરુ મુકે હાથ,તેનો થાય બેડો પાર,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે..... તમે કંઠી
ગુરુજીના જ્ઞાને સમજાવ્યો તત્વસાર,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે... તમે કંઠી
"હીરાપુરી" કહે એમ, હું તો ગુરુ તણો છું દાસ,
સાચા સ્નેહી આમાં જ ભવપાર છે.... તમે કંઠી :

## ભજન : ૩૨

(ગરબો રાગ થયા છો શબ્દ થકી સાકાર)

રે કે રુડુ દીશે ડુમાણા ગામ બાલગુરુ નામના રે,
રે કે મહાસિદ્ધિ પુરુષનો વાસ બાલગુરુ નામના રે,
રે કે ચારધામ અડસઠ તીરથ બાલગુરુ નામના રે,
રે કે ત્યાં છે તેમનો રે વાસ બાલગુરુ નામના રે,
રે કે પત્ની મહાસતી જયાગૌરી બાલગુરુ નામના રે,
રે કે શિવ-પાર્વતીની છે જોડ બાલગુરુ નામના રે,
રે કે દેવી સ્વરુપ દીસે છે માઇ બાલગુરુ નામના રે,
રે કે મહાસિધ્ધ થયા લજ્જાગીરી બાલગુરુ નામના રે,
રે કે તેમની સમાધિ જીવા ગામ બાલગુરુ નામના રે,
રે કે પરચા આપે છે જે અનેક બાલગુરુ નામના રે,
રે કે માને વર્ણ તો અઢાર બાલગુરુ નામના રે,

રે કે પિતા ઉત્તમ છે શિવગિરિ બાલગુરુ નામના રે,
રે કે માતા ઉજમ બાઈ બાલગુરુ નામના રે,
રે કે બાળપણમાં થયા સ્વર્ગવાસ બાલગુરુ નામના રે,
રે કે જનમના છે બાલયોગી બાલગુરુ નામના રે,
રે કે ગયા ગિરનાર તપ કરવા બાલગુરુ નામના રે,
રે કે એક માસ વિચરીયા ત્યાંય બાલગુરુ નામના રે,
રે કે પાછા આવ્યાં પોતાને પૂર બાલગુરુ નામના રે,
રે કે સર્વને આનંદ વ્યાપ્યો ઉર બાલગુરુ નામના રે,
રે કે બોલ્યા મુખથી સીતામાઈ બાલગુરુ નામના રે,
રે કે છોડ્યું સંસાર કેરું બંધન બાલગુરુ નામના રે,
રે કે નાંખ્યો છે માયાનો ભાર હેઠો બાલગુરુ નામના રે,
રે કે દાળ રોટી આપે સર્વને બાલગુરુ નામના રે,
રે કે કરવી નહીં કોઈની આશ બાલગુરુ નામના રે,
રે કે વેચ્યાં દાગીના વાસણભાર બાલગુરુ નામના રે,
રે કે માતા બોલ્યા જયામાઈ બાલગુરુ નામના રે,
રે કે આપણે લેવું નહી કોઈ પાસ બાલગુરુ નામના રે,
રે કે મનડું મેરુ સરીખું ધીર બાલગુરુ નામના રે,
રે કે અડગ મન સાથે નિરધાર બાલગુરુ નામના રે,
રે કે બે હજાર પાંચની સાલ બાલગુરુ નામના રે,
રે કે દુષ્કાળ પડયો ભયંકર બાલગુરુ નામના રે,
રે કે સરકારે મફત રેશન કાઢ્યું બાલગુરુ નામના રે,
રે કે બોલ્યા બાલગુરુ, મુખવચન બાલગુરુ નામના રે,
રે કે મફતનું ન જોઈએ તલભાર બાલગુરુ નામના રે,
રે કે જાતે મહેનત કરીને ખાશું બાલગુરુ નામના રે,
રે કે ખોદી ચોકડીયું ડુમાણા ગામ બાલગુરુ નામના રે,
રે કે અચાનક આવ્યાં મહાત્મા બે બાલગુરુ નામના રે,
રે કે અમારે જોઈએ છે પકવાન બાલગુરુ નામના રે,
રે કે તરત આપ્યું તેમને સીધું બાલગુરુ નામના રે,
રે કે હતાં શિવસ્વરૂપમાં સંન્યાસી બાલગુરુ નામના રે,
રે કે તેઓ મૂખથી બોલ્યા વચન બાલગુરુ નામના રે,
રે કે જમવા ઉઠો સઘળાં સાથ બાલગુરુ નામના રે,
રે કે બોલ્યા યોગી બાલગુરુજી બાલગુરુ નામના રે,
રે કે મારે નિયમ છે રે એક બાલગુરુ નામના રે,
રે કે જયારે આપીશ હું પકવાન બાલગુરુ નામના રે,
રે કે અમે આપીશ વર્ણ અઢાર બાલગુરુ નામના રે,
રે કે ત્યારે હું લઈશ પકવાન બાલગુરુ નામના રે,
રે કે માટે આરોગો આનંદ ભેર બાલગુરુ નામના રે,

રે કે ત્યારે મુખથી બોલ્યાં વચન બાલગુરુ નામના રે,
રે કે તમે ફરકાવો ભગવી ધજાય બાલગુરુ નામના રે,
રે કે જમાડો વર્ણ તો અઢાર બાલગુરુ નામના રે,
રે કે વળી જમાડો મનગમતું બાલગુરુ નામના રે,
રે કે આપો પકવાનમાં મિષ્ટાન બાલગુરુ નામના રે,
રે કે મુજને આનંદ વ્યાપ્યો ઉર બાલગુરુ નામના રે,
રે કે ત્યારે બેઠા પંદર ભક્ત બાલગુરુ નામના રે,
રે કે જમીને ઊઠયા પંદર જણ બાલગુરુ નામના રે,
રે કે રાંધ્યું તેટલુ વધ્યું તતખેવ બાલગુરુ નામના રે,
રે કે પછી બોલ્યા મહાત્મા વચન બાલગુરુ નામના રે,
રે કે સર્વ આત્મા સરખો માનો બાલગુરુ નામના રે,
રે કે સર્વનું સરખું સનમાન કરજો બાલગુરુ નામના રે,
રે કે જમાડો વર્ણ તો અઢાર બાલગુરુ નામના રે,
રે કે હાલ ચાલે છે આવી રીતે બાલગુરુ નામના રે,
રે કે નથી ઉચ-નીચનો ભેદ બાલગુરુ નામના રે,
રે કે ભલે હોય રાય કે રંક બાલગુરુ નામના રે,
રે કે સર્વને જમાડી પોતે જમે બાલગુરુ નામના રે,
રે કે વળી જમે દાળ ને રોટી બાલગુરુ નામના રે,
રે કે વળી આપે છે મનગમતું બાલગુરુ નામના રે,
રે કે નહીં કોઈની પાસે આશ બાલગુરુ નામના રે,
રે કે નહીં કોઈ જાતનો સંગ્રહ બાલગુરુ નામના રે,
રે કે આજનું આજ ને કાલનું કાલ બાલગુરુ નામના રે,
રે કે ધન્ય ધન્ય સોરઠ ધણી બાલગુરુ નામના રે,
રે કે ધન્ય ધન્ય ડુમાણા ગામ બાલગુરુ નામના રે,
રે કે અન્નક્ષેત્રો ચાલે ઘણેરા બાલગુરુ નામના રે,
રે કે પણ નહીં ડુમાણા તોલે બાલગુરુ નામના રે,
રે કે લેના નહીં લેકીન દેના બાલગુરુ નામના રે,
રે કે તેવું લખીયું છે આશ્રમ માંહી બાલગુરુ નામના રે,
રે કે કષ્ટ વેઠે ધર્મને માટે બાલગુરુ નામના રે,
રે કે કરે છે ધર્મનો પ્રચાર બાલગુરુ નામના રે,
રે કે પરચા આપે છે અનેક બાલગુરુ નામના રે,
રે કે મનથી માનતા પૂરી થાય બાલગુરુ નામના રે,
રે કે સાક્ષાત શિવ છે ભગવાન બાલગુરુ નામના રે,
રે કે જગમાંહી વિખ્યાત બાલગુરુ નામના રે,
રે કે કાશીમાં પરચો આપ્યો તતખેવ બાલગુરુ નામના રે,
રે કે દિવ્ય માળા શોભે અંગ બાલગુરુ નામના રે,
રે કે હાલ છે રે ડુમાણા ગામ બાલગુરુ નામના રે,

રે કે લખતા ગ્રંથ મોટો થાય બાલગુરુ નામના રે,
રે કે તેથી લખું છું ટૂંકમાં સાર બાલગુરુ નામના રે,
રે કે સમજુ સમજી લેશે મન બાલગુરુ નામના રે,
રે કે અણસમજુને શંકા થાય બાલગુરુ નામના રે,
રે કે સંન્યાસ દીપે અદ્‌ભૂત બાલગુરુ નામના રે,
રે કે દિપાવે ગૃહસ્થનો ધર્મ બાલગુરુ નામના રે,
રે કે કામિની કંચન સર્વનો ત્યાગ બાલગુરુ નામના રે,
રે કે મનડું ધીર છે ગંભીર બાલગુરુ નામના રે,
રે કે બાર વર્ષ જગ્યા લૂંટાવી બાલગુરુ નામના રે,
રે કે પુસ્તક પૂજા સિવાય તમામ બાલગુરુ નામના રે,
રે કે છેવટે રાખ્યું માટીનું પાત્ર બાલગુરુ નામના રે,
રે કે આવા વિરલા જગમાં ન કોઈ બાલગુરુ નામના રે,
રે કે હજારો આવે સાધુ સંતો બાલગુરુ નામના રે,
રે કે લાગે લળી લળીને પાય બાલગુરુ નામના રે,
રે કે બાર વર્ષ જગ્યા લુટાવી બાલગુરુ નામના રે,
રે કે બાર વર્ષ જટા ઉતારી બાલગુરુ નામના રે,
રે કે ઉતારી ઉજૈન ધામ અનુપ બાલગુરુ નામના રે,
રે કે પોતે જાત્રાએ જાય બાલગુરુ નામના રે,
રે કે મૂકે પૈસા અઢાર બાલગુરુ નામના રે,
રે કે પણ લેવી નહીં એક પાઈ બાલગુરુ નામના રે,
રે કે તે ગામમાં કરી નાખે દાન બાલગુરુ નામના રે,
રે કે પોતે અડે નહીં જરાય બાલગુરુ નામના રે,
રે કે ગાયો છે જગ્યામાં ઘણેરી બાલગુરુ નામના રે,
રે કે પણ સ્વાર્થ વિના સેવા થાય બાલગુરુ નામના રે,
રે કે જે રે જાશે ડુમાણા ગામ બાલગુરુ નામના રે,
રે કે ચારે ધામની જાત્રા ત્યાં બાલગુરુ નામના રે,
રે કે ગરબો લખ્યો છે અતિ હર્ષથી બાલગુરુ નામના રે,
રે કે આમાં જરાય નહીં જૂઠ બાલગુરુ નામના રે,
રે કે ગુરુ પ્રતાપે "હીરાપુરી" ગાય બાલગુરુ નામના રે,
રે કે ગાય છે અતિ આનંદ લાવી બાલગુરુ નામના રે,
રે કે ગરબો શીખે સુણે ને ગાય બાલગુરુ નામના રે,
રે કે તેને ફરી આંટો નવ થાય બાલગુરુ નામના રે,

## ભજન : 33

(પધઃ રામણી માનો ગરબો)
સંવત ૨૦૨૬ ની સાલમાં રે લોલ
ગુરુજી પધાર્યા છે ચંદુર ગામમાં રે લોલ
માસ માગશર તિથિ સાતમ સોમની રે લોલ

પવિત્ર કર્યું છે ચંદુર ગામને રે લોલ
સાથે શોભે છે મઠો કેરા મહંતો રે લોલ
સર્વને વ્યાપ્યો છે આનંદ ઉરમાં રે લોલ
મંડપ રચના કરી છે બહું ભાતની રે લોલ
તેનું વર્ણન કરુ છું અતિ પ્રેમથી રે લોલ
ભાતભાતના શોભે છે ચંદરવા ઘણાં રે લોલ
વળી તોરણ પડદાને ટોડલા રે લોલ
ફરતી ફરકે ધજાયું ઘણી ઉડતી રે લોલ
એની સુવાસ ફેલાણી ચૌદ લોકમાં રે લોલ
વાક્ય રચના કરી છે અતિ દીપતી રે લોલ
તેમાં સાર લખ્યો છે ચાર વેદનો રે લોલ
વળી શેરીએ શેરીએ બિછાવી જાજમ રે લોલ
તેની રચના ન જાય કોઈથી કળી રે લોલ,
ઢોલી વાળા વગાડે ઢોલ પ્રેમથી રે લોલ
વળી શરણાઈ સંગાથે બંદૂકો ફુટતી રે લોલ,
અતિ હર્ષથી ભાન ભૂલ્યા દેહનું રે લોલ,
ફુલહાર કર્યો છે અતિ પ્રેમથી રે લોલ,
કંકુ ચોખલે વધાવીયા ઉમંગથી રે લોલ
તેની સુવાસ ફેલાવી ચૌદ લોકમાં રે લોલ
ગુરુજી ચાલે છે ગજ કેરી ચાલમાં રે લોલ
જાણે ઉગ્યો છે બીજ કેરો ચન્દ્રમા રે લોલ
હસતું મુખડું દિશે છે હુલાશમાં રે લોલ
જાણે કૈલાસથી ભોળાનાથ આવીયાં રે લોલ
શિવ સ્વરુપમાં ગુરુ બાલ ભાસતાં રે લોલ,
શિવગુરુનું રૂપ માનો એક છે રે લોલ
સુંદર આસન બિછાવ્યું વાઘમ્બર તણું રે લોલ
વળી શોભા કૈલાસ નગરી તણી રે લોલ
સર્વ આત્મા સરખા ગુરુ જ્ઞાનથી રે લોલ
ગુરુના દર્શનથી પાપ ભાગીયા રે લોલ
ઘેર બેઠા ગંગાજી પધારીયા રે લોલ
આવ્યા ચાર ધામને અડસઠ તીરથ રે લોલ
ભાગ્યોદય થયો ચંદુર ગામનો રે લોલ
શિવગુરુને માનો મનથી એક છે રે લોલ
આવી વર્ણ અઢાર દર્શન કારણે રે લોલ
ગુરુનું મુખડું નિરખતાં પાપ ભાગીયા રે લોલ
આવા સંત નજરે દીઠ્યાં નથી રે લોલ,
જાણે આવ્યો અષાઢી મેઘ ઘૂઘવતો રે લોલ
સાત સાગર ચડયા છે હીલોળીએ રે લોલ

અમૃતવાણી વરસે બાપુના બોલમાં રે લોલ
જેને પીતાં તે તૃપ્ત થયાં માનવી રે લોલ
નયન જોતા લજાય મીન આંખડી રે લોલ
એવી કીકીમાં જાણે જાદું ભર્યું રે લોલ,
શબ્દો બોલે મીઠાં ને મધુરાં ઘણાં રે લોલ
પવિત્ર કર્યું છે નિલકંઠ ધામને રે લોલ
પછી ઘેર ઘેર થઇ વધામણી રે લોલ,
વાગે ઢોલ ત્રંબાળું બહુ ગાજતા રે લોલ
ઉત્તમ નારી ગાણાં ગાય છે હર્ષથી રે લોલ
જાણે કોયલ ટહુકી આંબા ડાળિયે રે લોલ
બાપુનાં પગલે આવે છે લક્ષ્મી લોટતી રે લોલ
દરિયો ઉભરાણો જાણે પ્રેમનો રે લોલ
કામિની કંચનથી રહે બાપુ વેગળા રે લોલ
પણ લેવી નહીં એક પાઈને રે લોલ
ભાગ્ય ઉદય થયો પંખી તણો રે લોલ
સીધી સરળ ભાષામાં બોધ આપતાં રે લોલ
કરો સંત સમાગમ અતિ પ્રેમથી રે લોલ
લીધી ટેક જો જો તમે ચૂકતાં રે લોલ,
સતસંગ કરો કાયમ સંતની રે લોલ
જેથી સંચિત કર્મો બળે પલકમાં રે લોલ
માટે સત્ય વસ્તુ રાખો તમે ધ્યાનમાં રે લોલ
આત્મા સર્વે એક જ માનો ભાવથી રે લોલ
વેદ શાસ્ત્ર પૂરાણ એવું ભાંખતા રે લોલ
આ તો મનુષ્ય દેહ મોંઘા મૂલનો રે લોલ
દેવલોક કરે છે જેની આસના રે લોલ
ગુરુ બાંધ્યા પ્રેમ કેરા તાંતણે રે લોલ
કેમ તોડીને જાય ગામ પ્રેમનો રે લોલ
આવી વિદાય કેરી વસમી વાટડી રે લોલ
હું તો ભૂલી ગયો દેહ ભાનનું રે લોલ
આવ્યાં આસુંડા હર્ષના અતિ ઉરમાં રે લોલ
શબ્દ ઉચરે નહીં જીભ્યાં થકી રે લોલ,
ગુરુજી અતિ આનંદમાં બોલીયાં રે લોલ
હવે નિર્ભય થા તું મન થકી રે લોલ
મારે વરસ્યો અષાઢી જાણે મેહુલીયો રે લોલ
ધન્ય ધન્ય ગુરુના બિરુદને રે લોલ
દયાના સાગર ગુરુદેવ રિઝીયા રે લોલ
પ્રેમ પાસે નેમ રહેતાં નથી રે લોલ
સૌના મુખ પર છવાઈ શોક વાદળી રે લોલ,

પછી દયા કરી ગુરુદેવ બોલીયા રે લોલ
ફરી એક વખત આવીશ આ પૂરમાં રે લોલ
માટે શોક તજી હર્ષ લાવો ઉરમાં રે લોલ
આવા દયા કેરા દેવ દીઠાં નથી રે લોલ
વાણી લખતા કલમ સરકી પડે રે લોલ
લીધી ફકીરી દીપે મૃત્યુલોકમાં રે લોલ
ગુરુજી સદાયે રહે છે નિજાનંદમાં રે લોલ
હું તો અજ્ઞાની બાળ ગુરુદેવનો રે લોલ
મને ગમ નથી વાણી તણી રે લોલ
હવે ભોજન તણું રે વર્ણન કરું રે લોલ
દૂધપાક બનાવ્યો ઘણી હોંશથી રે લોલ
તેમાં નાંખ્યાં મસાલા ભાતભાતના રે લોલ
સાથે પૂરી ભજીયા ને ભાત છે રે લોલ
દાળ સાથે વઘારી કઢી ભાવથી રે લોલ
પણ બાપુ જમે દાળ રોટલા રે લોલ
સ્વાદ ત્યજીયો જીભ્યાં તણો રે લોલ
લવિંગ સોપારી ને ઉપર એલચી રે લોલ
કાજુ લીલવાનો મુખવાસ માણતાં રે લોલ
બીડી ટેલીફોન શોભે છે કરમાં ઘણી રે લોલ
બાપુ પીવે છે અતિ ઉમંગમાં રે લોલ
જે કોઇ ગરબો ગાશે અતિ હર્ષથી રે લોલ
તેના પાપ જાશે પલમાં બળી રે લોલ
ગુરુ પ્રતાપે "હીરાપુરી" ગાય છે રે લોલ
ભૂલચૂક સુધારીને વાંચશો રે લોલ

## ભજન : ૩૪

ઘણાં કર્યા અપરાધ ગુરુજી મારા, ઘણાં કર્યા અપરાધ રે,
અવગુણોથી હું ભરેલો, માફ કરો મારા નાથ રે...જી.. ટેક
વચન ઉલઘ્યાં અપાર ગુરુજી મારા, વચન ઉલઘ્યાં અપાર રે,
મુખે મીઠો અંતર જુઠો, ક્ષમા કરો મારા નાથ રે..જી..ઘણા કર્યા
છોરું કછોરું થાય ગુરુજી મારા, છોરું કછોરું થાય રે,
સાંચા માવતર આપ તમે છો ગુરુ, દયા કરો મારા બાપરે.જી.ઘણા
લાગ્યાં વીંછીઓના ડંખ ગુરુજી મારા, લાગ્યાં વીંછીઓના ડંખ રે,
ચારે દિશાઓ ધુંધળી લાગી, સૂઝે નહીં તલભાર...જી..ઘણા
ગુરુ પ્રતાપે ગાય "હીરાપુરી" ગુરુ પ્રતાપે ગાયે રે,
અંતર્યામી આપ તમે છો, મિટાવો ત્રિવિધિના તાપ રે...જી..ઘણા

# ભજન : ૩૫

ધજાને ઢોલીયા વાળા, લજ્યા મોરી રાખજો બાપા, (૨)
આનંદ આનંદ ઉરમાં વ્યાપ્યો, ને પ્રેમનો નહીં પાર,
ગુરુજી મારા પ્રગટ પીરજી, પ્રગટ્યાં ડુમાણા મોઝાર,
ધજાને ઢોલીયા વાળા....
બેહદમાંહી આપની લીલા ને, કળી ન કોઈથી કળાય,
અજ્ઞાની બાળ હું તમારો, લજ્યાઓ રાખજો મારી,
ધજાને ઢોલીયા વાળા.....
મમ ભાગ્યનો ઉદય થયોને, રીઝીયા ગુરુ બાલ,
ધર્મ ધજાને ઢોલીયો આજે, પૂજાય ચંદુર ગામ,
ધજાને ઢોલીયા વાળા.....
ધરમ કેરી ધજા ફરકાવી, ગંગા સાતમને દિન,
દશેરાના દિવસે ઢોલીયા પૂજન, ગુરુદેવનું થાય,
ધજાને ઢોલીયા વાળા.....
કસુંબો ચડે તે દિને, ઢોલીયે સાકર પ્રસાદી થાય,
જેના પર ગુરુએ કૃપા કરી તે, ઉતરી ગયા ભવપાર,
ધજાને ઢોલીયા વાળા.......
હરિયાણા પ્રાંતે બાલકગાદી, પીર તરીકે પુજાય,
જ્યોતિ ધોતીનું પ્રમાણ આપ્યું, પંચભૂત ત્યજી ત્યાંય,
ધજાને ઢોલીયા વાળા.....
ગુરુજીનો મહિમા મોટો ને, જીભે કથ્યો કેમ જાય,
અનુભવ મારા ઉરમાં જાગ્યો, વરત્યો જય જય કાર,
ધજાને ઢોલીયા વાળા.......
ગુરુ પ્રતાપે ગાય "હીરાપુરી", અલ્પ બુદ્ધિ છે અમારી,
ધજા ઢોલીયાના દર્શન કરી, પાવન થાઓ નર નારી,
ધજાને ઢોલીયા વાળા.....

# ભજનઃ ૩૬

હા રે એવા ધૂપના ધૂમાડે ગુરુ મારા આવજો,
મહેંકી રહ્યાં કાંઇ ગુગળ કેરા ધૂપ રે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે......
હા રે એવું પ્રગટ પીરાણું મેં તો દેખીયું,
કોને કહું મારા દિલડા કેરી વાતરે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે.....
હા રે એવી અનેક લીલાઓ આપે આદરી,
ભલભલાને સંશય ઊભા થાય રે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે.....

હા રે એવું ગુરુ વચને વિંધાયું મનડું,
સંસાર મુજને નડ્યો નહીં તલભાર રે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે.....
હા રે એવી અગમ નિગમની જેને ગમ પડી,
મહાપદને તે રે પિછાણે રે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે.....
હા રે એવા ગુરુ પ્રતાપે "હીરાપુરી" બોલીયા,
ફાગણ સુદી બીજનો દિવસ ધન્ય રે બાલગીરી બાપુ
હે એવા ધૂપના ધૂમાડે....

## ભજન : ૩૭

(રાગઃ ભિક્ષા દેને મૈયા પિંગળા)
જીવડા ચેતીલેને અભાગીયા, શીદને કરે છે કલ્પાંત,
અંતે નથી કોઇ કોઈનું, સૌ મતલબના છે સાથ...
જીવડાં ચેતીલે....
ખોટી રે સગાઈ આ જગતની, ખોટો છે સંસાર જાણજો,
સદાય રમવું આતમ રામમાં, આ તો છે જૂઠો વેવાર,
જીવડાં ચેતીલે....
માત પિતા સો સ્વાર્થમાંને, સ્વાર્થમાં પુત્ર-પરિવાર,
ફાની આ દુનિયાના આવાં રે ફંદમાં, રહેવું ભજનમાં ભરપુર,
જીવડાં ચેતીલે.....
પાંચરે ભૂતોનું આ પુતળું બનાવ્યું, અંતે થાય નિરવાણ,
કર્મ ધર્મ તારી સાથે રે આવશે, માટે ચોરાશીના ફેર,
જીવડાં ચેતીલે.....
નિંદા-સ્તુતિને સરખી રે માનજો, ત્યજવું અંતર અભિમાન,
સૂરતાને સાધો તમે રે શબ્દમાં, ખેલવું ખાંડા કેરી ધાર,
જીવડાં ચેતીલે.....
અંત વેળા છે ઘણી રે દોહયલી, જમડા લેવા આવે જીવ,
કરજોડી સંત કહે રે "હીરાપુરી', મારે ગુરુનો આધાર,
જીવડાં ચેતીલે.....

## પૂજન વિધિ

પૂજન વિધિ માનજો ગુરુદેવ, પૂજન વિધિ માનજો ગુરુદેવ,
સ્વર્ગ મુત્યુ પાતાળ વખાણું, તે તો સર્વ માયા માંહી જાણું રે,
એવી પૂજા સમૃદ્ધિ સુખ માણું રે... પૂજન વિધિ....
પ્રેમ પાત્રમાં જળ ભરી લાવું રે, હેતે બાલગુરુને નવરાવું રે,
મારા ચિત્તનું ચંદન ચડાવું. પૂજન વિધિ....

સૂર્ય ચંદ્ર બે કુંડળ કર્ણ રે, નિપુર વીજળી ચમકે આ ચરણે રે,
તેજ વિશ્વમાં આપે અભરણી...પૂજન વિધિ....
આડા અવળાં જે કર્મો કરશે, મુદ્ર નાશ ઠેકાણે ઠરશે રે,
ગુરુની મરજી હશે તે તો તરશે....પૂજન વિધિ...
ધનવંતરીનો ધર્મ સાંભળવા, કામધેનું થઈ આવ્યાં ફરવાં રે,
મારા મનના મનોરથ ફળવા.....પૂજન વિધિ...
પ્રણામ પોઢયાં જે ઠેકાણ રે, દંતવત્ માણજે તે ટાણે રે,
એવી પૂજા વિધિ ગુરુની જાણે.....પૂજન વિધિ.....
હે મન ..... સંકલ્પ, વિકલ્પ શીદને કરે,
ગુરુની મરજી હોય તેમ બને, ગુરુની મરજીમાં
તારું છે કલ્યાણ, મન ઉધામા શીદ કરે?
પ.પૂ. ગુરુદેવ શ્રીહીરાપુરી બાપુ

## ધૂન -૧

જય ગુરુદેવા, ઓમ ગુરુદેવા, અધમ ઉધ્ધારણ સદ્ ગુરુદેવા,
પતિતપાવન બાલ ગુરુદેવા..... ટેક
ભુવન ઈશ્વર, ત્રિભુવન તારણ (૨)
કળિયુગમાં સાક્ષાત, બાલગુરુ(૨).... જય.
વેદ ન જાણે ભેદ વદીને (૨)
હું શું જાણું બાળ, બાલગુરુ (૨)..... જય
નામ મધુર તુંજ રટત નિરંતર (૨)
જાય જનમનાં પાપ, બાલગુરુ (૨) ..જયા
ચરણ કમળમાં બાળક આવ્યો (૨)
ગુરુજી લોને સંભાળ, બાલગુરુ (૨) ...જય
શરણાગત પ્રતિ પાલન હારા (૨)
ઘટોઘટ કરજો વાસ, બાલગુરુ (૨) ... જય
મુજ ઘટ પેર કરો નિરંતર (૨)
માનસ અથા મરાલ, બાલગુરુ (૨) ... જય.

## ધુન - ૨

ડુમાણા ગામમાં પીર પ્રગટીયાં રે લોલ,
લીધો તમે દશનામ ઘેર અવતાર રે...
આ જોગીએ અલખ જગાવીયો રે લોલ ... ટેક
પરચા અનેક ગુરુજીએ પૂર્યા રે લોલ,
કહેતાં ન આવે એનો પાર રે ..... આ જોગીએ
પહેલો પરચો માતાનો જાણજો રે લોલ,
દર્શન દીધાં છે સાક્ષાત રે ..... આ જોગીએ
નવરાત્રીમાં નવદુર્ગા આવીયાં રે લોલ,

આવ્યાં છે કાંઈ આઠમની રાત રે .....આ જોગીએ
દર્શન આપીને લીધાં વારણાં રે લોલ,
પગે માડી તિલક કરી જાય રે ..... આ જોગીએ
બીજો પારચો નાગદેવનો જાણજો રે લોલ,
પૂજા કરી છે સાક્ષાત રે ..... આ જોગીએ
મહાશિવરાત્રીનો મોટો પર્વ આવીયો રે લોલ,
નાગે આવી દીધાં દર્શન રે ..... આ જોગીએ
બાપુ બાલગુરુએ પૂજા કરી રે લોલ,
લીધાં છે કાંઈ નાગના આર્શીવાદ રે.... આ જોગીએ
પૂનમની હતી જોને રાતડી રે લોલ,
બાપુ બિરાજતાં બહાર રે ..... આ જોગીએ
એવામાં માતાજી પધાર્યા રે લોલ,
પૂછવા લાગ્યાં પ્રશ્નો અનેક રે ..... આ જોગીએ
સંશય અમારા મનમાં આવીયો રે લોલ,
પરચા પૂરો તો સંશય જાય રે ..... આ જોગીએ
આકાશેથી આવતું ભાળીયું રે લોલ,
ભરેલું ઘીનું ઠામ રે.. આ જોગીએ